નરસિંહ મહેતાનાં બનાવેલાં

# પ્રભાત સંગ્રહ.

## હારમાળા.

છપાવી પ્રસિદ્ધ કરનાર


મંગળદાસ જેઠાતારામ બુકસેલર.

રીચીરોડ—અમદાવાદ.





પ્રત ૧૫૦૦ સને ૧૯૦૮

આવૃત્તિ ૧ લી સંવત ૧૯૬૪

અમદાવાદ પાનકોરને નાકે આવેલા, [illegible] પ્રીન્ટીંગ પ્રેસમાં

મોતીલાલ મથુરદાસે છાપ્યું

કિં. ૦—૮—૦

શ્રી ગણેશાય નમ:　　　　શ્રી સારદાય નમ:

# પ્રભાત સંગ્રહ.

## નરસિંહ મહેતાનાં પ્રભાતીયાં

### જુનાગઢના વડનગરા નાગર—ગુજરાતના સૌથી જુના ભક્ત કવિ.

શ્રી જશોદાજીએ શ્રીકૃષ્ણને જગાડયા તે વિષે

**પદ ૧ લું—રાગ પ્રભાત.**

જાગને જાદવા કૃષ્ણ ગોવાળીઆ, તુજ વિના ધેનમાં કોણ જાશે ?
ત્રણસેં ને સાઠ ગોવાળ ટોળે મળ્યા, વડોરે ગોવાળના કોણ થાશે ? જા.
દહિં તણાં દેથરાં ઘી તણાં ઘેબરાં, કઢીએલ દુધ તે કોણ પીશે ?
હરિ મારો હાથિયો કાળીનાગ નાથિયો, ભુમિનો ભાર તે કોણ સહેશે ? જા.
જમુનાને તીરે ગૌધેન ચરાવતાં, મધુરીસી મોરલી કોણ વાશે ?
ભણે નરસૈયો તારા ગુણ ગાઇ રીઝવે, બુડતાં બાંવડી કોણ સહાશે ? જા.

**પદ ૨ જું.**

સમરને શ્રીહરિ મેલ્ય મમતા પરી, જોને વિચારીને મુળ તારૂં.
તું અલ્યા કોણ ને કોને વળગી રહ્યો, વગર સમજે કરે મ્હારૂં મ્હારૂં. સ.
દેહ તારી નથી જો તું જુગતે કરી, રાખતાં નવ રહે નિશ્ચે જાયે;
દેહ સંબંધ તજી નવ નવાં બહુ હશે, પુત્ર કલત્ર પરિવાર વ્હાયે. સ.
ધનતણું ધ્યાન તું અહોનિશ આદરે, એજ તારે અંતરાય મોટી;
પાસે છે પીયુ અલ્યા તેને નવ પરસિયો, હાથથી બાજી ગઇ થયેરે ખોટી. સ.
ભરનીંદ્રા ભર્યો રૂંધી ઘેર્યો ઘણો, સંતના શબ્દ સુણિ કાં ન જાગે;
જાગતાં નરસૈયા આજ છે અતિ ઘણી, જનમોજનમ તારી ખાંત ભાગે. સ.

**પદ ૩ જું.**

ધ્યાન ધર હરિતણું અલ્પમતિ આળસુ, જે થકી જન્મનાં દુઃખ જાયે;
અવર ધંધો કર્યે અરથ કાંઇ નવ સરે, માયા દેખાડીને મૃત્યુ વહાયે. ધ્યા.
સકળ કલ્યાણ શ્રીકૃષ્ણના ચરણમાં, શરણ આવે સુખપાર ન્હાયે;
અવર વેપાર તું મેહેલ્ય મિથ્યા કરી, કૃષ્ણનું નામ તું રાખ મ્હોયે. ધ્યા.
પટક માથા પરી અટક ચરણે હરી, વટકય માં વાત સુણતાંજ સાચી;
આશનું ભવન આકાશ સુધી રચ્યું, મુઢ એ મુળથી ભીંત કાચી. ધ્યા.
અંગ જોબન ગયું પલિત પિંજર થયુ તોય નથી લ્હેતો શ્રીકૃષ્ણ કહેવું;
ચેતરે ચેત દિન ચાર છે લાભના, લીધું લ્હેકાવતાં રાજ લેવું ધ્યા.
સરસ ગુણ હરિતણા જે જનો અનુસર્યા તે તણા સુજશ તો જગત બોલે;
નરસૈયા રંકને પ્રીત પ્રભુ શું ઘણી, અવર વેપાર નહિ ભજન તોલે. ધ્યા.

## ઇશ્વરનું કીર્તન કરવા વિષે.

### પદ ૪ થું.

ઘણું હેત તને કયમ ગયું વિસરી, પશુરે ફેડીને નરરૂપ કીધું;
. ને છેક કરી સહુ તને હાંકતું, આજ વધારીને માન દીધું. ઘ
ચાંચીનું ગાળાયું કંઠથી ટાળિયું, નેત્રના પાટા શ્રીનાથે છોડયા;
તે તણા ચરણને નવ ભજ્યો કૃતઘ્ની તેં, ન ગુણ પાડના હાથ જોડયા. ઘ
પગ ઠેકી કરી માગતો મુઢ મતી, ઘાસ પાણી કરી શબ્દ ઝીણા;
આજ ગોવિંદ ગુણ ગાઇને નાચતાં, લાજ આવે તને કેમ હીણા.
લાંબીશી ડોક ને કાંટોલ ચાવતો, ઉંટ જાણી ઘણો ભાર લાદ્યો;
આજ અમૃત જમે હરખે હળાવો ભમે, વૈકુંઠનાથને નવ આરાધે. ઘ
પીઠ અંબાડીને અંકુશ માર સહિ, રેણુ ઉડાડતો ધરણી હેઠો;
આજ ચુવા ચંદન આભ્રણ ંગ ધરી, વેગે જાય છે તું વેહેલે બેઠો. ઘ
અન્ન ને વસ્ત્ર ને આભુષણ સર્વ જે, તેહનો તુજને હતો ઉધારો;
નરસૈયાના સ્વામીએ સર્વ સારૂ કર્યું, તે પ્રભુને તમે કાં વિસારો. ઘ

## ઇશ્વરનું કીર્તન કરવા વિષે.

### પદ ૫ મું.

કૃષ્ણ કિરતન વિના નર સદા સુતકી, વીમળ કીધે વપુ શુદ્ધ ન થાયે;
સકળ તીરથ શ્રીકૃષ્ણ કીર્તન કથા, હરિ તણા દાસ જ્યાં હેતે ગાયે. કૃ.
પુર્ણ પુરૂષોત્તમ નવધ રંગી તજી, અન્ય દેવે જેનું મન મોહે;
કોટી ચિંતામણી કામધેનું તજી, મહિષિના પુત્રનું દૂધ દોહે.
ગર્ગ જોષી જશ ગાય જેનો સદા, નારદ નામ મુખથી ન મુકે;
તે બ્રહ્મ દ્વાર આવીને ઉભા રહ્યા, ગોપીકા મુખ જોવાને ઢુંકે.
આજ ભવ સુરપતી સ્વપ્ને પેખે નહી, નેતી કહી નિગમ વામે;
નરસૈયો રંક જશ ગાઇને રીઝવે, સહસ્ત્ર મુખે શેષ પાર ન પામે. કૃ.

## હરિનું સ્મરણ કરવા વિષે.

### પદ ૬ ઠું.

હરિ હરિ રટણ કર કઠણ કલિકાળમાં, દામ બેસે નહી કામ સરશે;
ભકત આધીન છે શ્યામસુંદર સદા, તે તારાં કારજ સિદ્ધ કરશે. હ
અલ્પ સુખ સારૂ શું મુઢ ફુલ્યો ફરે, શીશપર કાળ રહ્યો દંત કરડે;
પામર પલકની ખબર તુજને નહીં, મુઢ શું જોઇને મુછ મરડે.
પ્રૌઢ પાપે કરી બુદ્ધિ પાછી ફરી, પરહરી થડ શું ડાળે વળગ્યો;
ઇશને ઇર્ષા છે નહીં જીવ પર, આપને અવગુણે રહ્યારે અળગો.
પરપંચ પરહરો સાર હૃદયે ધરો, ઉચરો હરિ મુખ આગળ વાણી;
નરસૈયા હરિતણી ભકિત ભુલીશ માં, ભકિત વિના બીજું ધુળધાણી. હ

### પદ ૭ મું.

બાપજી પાપ મેં કવણ કીધાં હશે, નામ લેતાં તારૂં નિદ્રા આવે;
ઉંઘ આળસ આહાર મેં આદર્યો, લાભ વિના લવરી કરવી ભાવે. બા

શ્રી ગ...ઠે દીન તો વહી જાય છે, દુરમતી નામે ભયારે ડાળાં;
...ભુતળ વિશે નવ કરી ત્હારી. ખાંડયાં સંસારનાં થોથાં ઠાલાં. ભાભુતળ
...હ છે જુઠડી કર્મ છે જુઠડા, ભીડ ભંજન તારૂં નામ સાચું,
...રિ ફરિ વર્ણવું શ્રીહરિ તુંજને, પતિત પાવન તારૂં નામ જાચું બાપ.
તારી કરૂણા વિના કૃષ્ણ કોડામણા, કળ અને વિકળનું બળ ન ફાવે,
નરસઇયા રંકને જંખના તાહરી, હેડ બેઠી ભાંગો શરણ આવે. બાપ.

## હરિજનની સંગત કરવા વિશે,

### પદ ૮ મું

જે...નાગ... તારા દાસના દાસની નિત્ય સંગત વિના, ભ્રષ્ટ થાય ભુધરા મન મારૂં.
દુષ્ટની સંગતે દુષ્ટ મતિ ઉપજે શ્રવણ કીર્તન નવ થાયે તારૂં, તા.
પૂર્ણ વિષયાનથી દુરિજન દોહેલા, વિષ પીધે તન તેજ મરશે.
તુંજ થકી વેગળા તેહની સંગતે, જન્મ કોટી તણાં સુકૃત હરશે. તા.
અમૃતની ઉપમા સાધુને નવ ઘટે, રાહુની દુષ્ટતા ના ટાળી તેણે,
પહલાદ નારદે ગર્ભ સંગત કરી વશ કર્યા વઈકુંઠનાથ જેણે. તા.
ચતુરધાર મુકિત છે જુજવી જુકિતની તાહરી તેહને નવ રાચે,
...હુ કર જોડીને નરસઇયો વિનવે, જન્મોજન્મ તારી ભકિત જાચે.

## ગોપીઓના જન્મની તારીફ વિશે

### પદ ૯ મું

...માં સાર અવતાર અબળા તણો. જે બળે બળીભદ્ર વીર રીઝે,
પુરૂષાતન શું કરૂં હે સખી જેથી નહી માહરૂ કાજ સીઝે ...સાર
...ત પ્રયત્ન તો પ્રાપ્તિ છે પુરૂષને સત્ય જો સેવક ભાવ રાખે
...ભર્યું રૂસણું નાંથ નોહરા કરે તે નહી નારી અવતાર પાખે, સાર.
...દ્ર આદિક અજ ઇશ ને મહા મુનિ, ગોપિકા ચરણજ તેહ વંદે
...ાપિથી આપણું અધમપણું લેખવે નરપણુ નવ રૂચે આપ નંદ, સાર.
વેદ વેદાંત ઉપનિષદ ખટ મળી જે મથીને રસ પ્રગટ કીધો.
તે રસ-ભાગ્યનિધિ ભામિની ભોગવે અહોનીશ અનુભવ સંગ લીધો, સાર.
...ન સાચું કરે ગીરધર સ્યામળો પ્રણમુ હું પ્રાણપતિ પાણિ જોડી,
...તું પશુ જેમ પુંઠળ વળગ્યું ફરે નરસઇયાના નાથજી તોડી, સાર,

## પરોઢીએ વહેલા ઉઠવા વિશે,

### પદ ૧૦ મું

...જયાહરે પાછલી ખટ ઘડી સાધુ પુરૂષને સુઇ ન રહેવું,
...પરહરી સમરવા શ્રીહરિ એક તું એક તું એમ કહેવું, રેહ.
...ગીયા હોય તેણે જોગ સંભાળવા ભોગીયા હોય તેણે ભોગ તજવા,
...આ હોય તેણે વેદ વિચારવા, વઇષ્ણવ હોય તેણે કૃષ્ણ ભજવા. રા.
...' હોય તેણે સદગ્રંથ બાંધવા દાતાર હોય તેણે દાન કરવું.
...તા નારી કદી પુછવું કંથ કહે તે તો ચીત્ત ધરવું. રા.
...ણે આંપણા ધર્મ સંભાળવા. કર્મનો સર્વ લેવો વિચારી.

નરસઇંયાના સ્વામીને સ્નેહથી સમરતાં, ફેર નવ અવતરે નર ને નારી. ૨૧.

## અભકત વિશે

### પદ ૧૧ મું

નંદના નંદશું નેહ જેને નહીં તેને માનવ ખર શ્વાન તોલે,
ભુતળ ભાર કરવાને એ અવતર્યાં, પ્રેતની પેરે સંસાર ડોલે નં.
દૃષ્ટિ થકી ટળો ભોગ તેના બળો, શૈલ પડો તેના મુખ માથે,
જીવતા જન તે તો જમ જેવા જાણવા, પ્રીત નહિ જેહને કૃષ્ણ સાથે નં.
કીર્તિ શ્રીકૃષ્ણની જીભથી નવ ભણે તેને મુખે દેવરાય તાળુ.
ભણે નરસૈયો જેણે હરિને જાણ્યા નહીં તેહનું કુટુંબ સદાય કાળું, નં.

## ઇશ્વરનો પ્રેમ માગવા વિશે

### પદ ૧૨ મું.

પ્રેમરસ પાને તુ મોરના પીંછધર તત્વનું ટુંપણું તુચ્છ લાગે,
દુબળા ઢોરનું મન ચળે ચતુરધા મુકિત તેઓ ન માગે. પ્રેમ.
પ્રેમની વાય પરીક્ષિત પ્રીછયો નહી શુકજીએ સમજીને રસ સંતાડયો,
જ્ઞાન વૈરાગ્ય કરી ગ્રંથ પુરો કર્યો મુકિતનો માર્ગ સાધો દેખાડયો પ્રેમ,
મારીને મુકિત આપી ઘણા દઇતને, જ્ઞાની વિજ્ઞાની બહુ મુનિ જોગી
પ્રેમને જોગ તો વ્રજ તણી ગોપીકા, અવર વિરલા કોઇ ભકત ભોગી. પ્રેમ,
પ્રેમને મુકિતનો પરમ વલ્લભ સદા હેતુના જીવ તે હેતુ તુટે.
જન્મો જન્મ લીલા રસ ગાળતાં લહાણુનાં વહાણુ જેમ હાર છુટે. પ્રેમ.
મેં ગ્રહ્યો હાથ ગોપીનાથ ગરૂવા તણો અવર બીજું કોઇએ ન ભાવે,
નરસઇયા મંડા મતી ગાય છે ગુણથકી જતી સતીને તો સ્વપ્ને ન આવે. પ્રેમ.

## વામનજીના જન્મ વિશે

### પદ ૧૩ મું

બળિતણે દ્વારે હરિ વિપ્ર વામન હુવા વેદની ધુન ગઇ ગગન ગાજી,
ઇંદ્ર પ્રરથિ અશ્વ આવ્યો ઉતાવળો જેને જોઇએ તે દ્વિજ લ્યોને માગી. બ
એક પર્ણકુટી તણો ઠામ ભણવા કરું, બોલ હું તે મારે મુળ સાચુ.
વિપ્ર ફરે ઘણા લોભના વાહેલા દાન માટે ઘણો હું ન રાચું. બ.
લ્યોને દ્વિજજી તમે નિપજ્યાં મંદિરો, ભુમિ શું માગીરે ત્રણ કરમા,
લ્યોજી ભંડાર બહુ કુશકીઓ સહિત વળિ માગો હસ્તિ આરા રાખો ઘરમા. બ
હસ્તી ભંડારને હું લેઇ શું કરું, લોભીયાની નથી જાત મારી.
આગે વિધાતાએ વામન નિરમિયો વૃતે રહેવું મારે બ્રહ્મચારી બ.
ચેતજે તું બળી શુક્ર કહે છળ પડયો વિષ્ણુએ વામન વેશ ધારી.
અશ્વ જગન સમે દાન અવની તણું પાત્ર એવું કયાં મળે મને મુરારિ. બ.
હસ્તીતણા ચરણુ ઉપર નિર નામતાં નાળમાં ભ્રગુસુત પેઠો ચાલી,
રીસ રૂંદયે ધરી ઘણું ઘણું રાયજી નેત્રમાં દર્ભની શેર ઘાલી. બ.
બાપડો બળીરાય પગતળે ચાંપીઓ પ્રભુ પાતાળનાં કરીને થાપ્યો,
હવે નરસઇયો હરિ ભકત આધીન છે. ઇંદ્ર અવિચળ અધિકાર આપ્યો. બ.

સુતળ

# ઇશ્વરનું ધ્યાન ધરવા વિષે.

## પદ ૧૪ મું.

સુતળ

ધ્યાન પર ધ્યાન ધર નંદના કુંવરનું, જે થકી અખીલ આનંદ પામે;
અષ્ટ મહાસિદ્ધિ તે દ્વાર ઉભી રહે, દેહનાં દુષ્કૃત દુર વામે. ધ્યાન.
મોરનાં પીંછાનો મુગટ મસ્તક ધરે, કુંડળ મકરાકૃત શ્રવણ લળકે;
નિલવટ તિલક તે સુભગ કેસર તણું, કંઠ મુકતાફળ હાર ઢળકે; ધ્યાન.
પીતાંબર પલવટ તટિતટ ચીર છે, લલિત ત્રિભંગી વહાલો વેણુ વાયે.
કદમના દ્રમતળે રાધિકા રસ ભરી, હરજીને સંગ આલાપિ ગાયે. ધ્યાન
મોરલીની ધુની સુણી વનિતા વ્યાકુળ થઇ, ગોપીકા કેરડાં વૃન્દ આવે;
નરસઇયાને મન આનંદ અતિ ઘણો, પુષ્પ મુકતાફળ લેઇ વધાવે. ધ્યાન.

## પદ ૧૫ મું.

શા સુખ સુતો સંભાર શ્રીનાથને, હાથ તે હરિ વિના કોણ સ્હાયે;
તાત ને માત સુત ભ્રાત ટોળે મળ્યા, દોહિલી વેળા સઉ દૂર જાયે. શા
ઉંધે મસ્તક હતો ઉચ્ચ તપ આદરી, ભક્તિ કીધી ભગવાન કેરી;
અવતરી પાસ બંધાયો માયા તણે, લંપટી લાલચે લીધો ઘેરી. શા
દિવસે દો દિશ ભમ્યો રાતે નિંદ્રા વિશે, સ્વપ્નમાં સાંભરે મોટી માયા;
પલક પરવાર નવિ હરીને ભજવા તણી, જ્યાં લગી જીવ સંજોગ કાયા. શા
ધન ધામે કરી મોહી રહ્યો લોભાયો, વેદના વિસરી ગર્ભ કેરી;
નાથ ત્રિલોકના હરિને જાણ્યા વિના, જ્યારે રાખ્યો તો જહરામાં ઘેરી. શા
જાગ્યરે જીવડા વાજ આવ્યો ઘણું, કેટલાએ પ્રતિબોધ દીજે;
નરસૈના સ્વામીને નિત્ય સંભારતા, દેહનાં દુષ્કૃત દુર કીજે. શા.

# ઉપદેશ વિષે.

## પદ ૧૬ મું.

સાધુ સાચે ભજને ચરણ ગોવિંદના, માનવી દેહ તે તત્વ કહીયે;
કૃષ્ણ કહો વાળી વળિ કૃષ્ણ કહો, કૃષ્ણ કહેતાં સઉ સુખ લહીયે સાધુ
કૃષ્ણ સેવા તણી અમર ઇચ્છા કરે, મુઢમતી માનવી કંઇ ન જાણે;
કૃષ્ણનુ નામ રખે હૃદયથી વિસરે, ધન્યમાં ધન્ય કૃષ્ણજ પ્રમાણે. સાધુ
જેને જોવા મહા મુનિજન વન ભમે, વિઠ્ઠલો વનમાં ગાયો ચારે;
ભણે નરસૈયો જે ચતુર નર તે ખરો, અહરનિશ કૃષ્ણ શ્રીકૃષ્ણ ધારે. સાધુ,

## પદ ૧૭ મું.

પારકી હુશે મહતા કરે પ્રાણીયા, પુણ્ય પાખી સર્વ વાત ખોટી !
કહે તે તો કર્ષણ કોદરા વાવીયા, કયાંથી જમે તું તો દાળ રોટી ? પારકી
કહે તેં તો દાન કદિ આપ્યું અન્નતણું, કયાંથી દુહે તું તો ઘેર ઝોટી !
કહે તેં તો કથીર સોનારને આપીયુ, કયાંથી પહેરે તું તો કનકકોટી ! પારકી
પુણ્યથી રીધી છે પુણ્યથી સિદ્ધિ તે, પુણ્યથી પહેરશો ડગલો ડોટી !
ભણે નરસૈયો તું પુણ્ય કર પ્રાણિયા, પુણ્યથી પામશો પદવી મોટી ! પારકી.

### પદ ૧૮ મું.

ધન્યરે ધન્ય મહા પુણ્ય જશોદાતણું, પુત્ર ભાવે પરિબ્રહ્મ રાજે;
નંદનો નંદ આનંદ બ્રહ્મ અવતર્યો, શેષ બળીભદ્ર સંગે બિરાજે. ધન્યરે
અમર આહીર અરધાંગ ગોપાંગના, કલ્પવેલી સર્વ આવી રાણી;
ભકિત તે રાધિકા મુકિત જશોમતિ, વ્રજ બ્રહ્મકુંડ તે વેદવાણી. ધન્યરે.
નિગમ વસુદેવજી આપ ગોપી થયા, દેવકી બ્રહ્મવિવાદ કહાવે;
બ્રહ્મા કર લાકડી વેણું મહાદેવજી, પંચવદન કરી ગાન ગાવે. ધન્યરે.
ઇંદ્ર અર્જુન અહંકાર દુર્યોધન, દેવતા સર્વ અવતાર લીધો;
ધર્મ તે રાય યુધિષ્ઠિર જાણજો, દાસનો દાસ નરસઈને કીધો. ધન્યરે

## જશોદા શ્રીકૃષ્ણને જગાડે છે તે વિષે.

### પદ ૧૯ મું.

ઉઠ ઉતાવળો ચાલને વિઠલા, ગોવિંદ, ગાયને વચ્છ ધાવે;
જાગને જાદવા જનની જશોદા વદે, કહાન કાં ઘણી તને નિંદ્રા આવે ઉઠ
દંતધાવકું કરો આળસ પરહરો, રજની તિમિર ગયું પોહો ફાટયું;
કુરને કરમળો શે ન શીવરાવતો, દહિરે દામોદરા થાય ખાટું. ઉઠ.
બારણા બહાર બળિભદ્ર ઉભલા, તેરે વહાલા તારી વાટ જોયે;
નરસૈના સ્વામીનું મુખડું દીઠડે, માનીતું મુખડું અતિરે મોહે. ઉઠ.

## ઇશ્વરની ભકિત કરવા વિષે.

### પદ ૨૦ મું.

મારા નાથજી મુજને ભકિત દેજો સદા, દીન જાણીને સંભાળ લેજો;
ભકિત આપી ભલા ભાવથી ભુધરા, અંતે આવી અહોનીશ રહેજો. મારા
ભકિત કારણ મારો દેહ દુર્બળ હજો, દેહ કારણ રખે સ્નેહ જાયે;
આજ મન સાથ જદુનાથ જો વિસરે, વળતી વલે મારી કોણ થાયે. મારા
કર્મ કુડાં કરી ખાણ ચારે ભરી, નીસિવા નીસર્યો નામ બારી:
કૃષ્ણ કીર્તન વિના જાન જાએ વૃથા, જેમ રહે જુગટે સિદ્ધિ હારી. મારા
હુ ગર્ભ નાના કર્યો નિત્ય ઉજાગરો, નવ હર્યો નાથજી શરણ પાખે;
ભવ વીષે બુડતાં વહારને બુમ નહિ, બાંહ્ય ગ્રહી મુજને કોણ રાખે. મારા
અલ્પ આયુષ્યમાં કલ્પના મનુષ્યને, આજ કીધું વળી કાલ કરવું;
શ્વાસના સો વિશ્વાસ નહી નીમાષનો, આશ અધુરી ને એમ મરવું. મારા
ઉત્તમ મધ્યમ વર્ણું તું વીઠ્ઠલા, પ્રગટ થઈને દર્શન પમાડો;
નરસૈયા રંકને ટંક કરો કરૂણા કરો, દીનબંધુ વાળ્યો આંક આડો. મારા.

### પદ ૨૧ મું.

ભુતળ ભકતી પદાર્થ મોટું, બ્રહ્મલોકમાં નાહીરે;
પુણ્ય કરી અમરાપુરી પામ્યા, અંતે ચોરાશી માંહીરે. ભુતળ૦
હરીના જન તે તો મુકતી ન માગે માગે જન્મોજન્મ અવતારરે;
નિત્ય સેવા નીત્ય કીર્તન ઓચ્છવ, નીરખવા નંદકુમારરે. ભુતળ૦
ભરતખંડભુતળમાં જન્મી, જેણે ગોવીંદના ગુણ ગાયારે;

ધન ધનરે એની માત પીતાને, સફલ કરી એણે કાયારે. ભુતળ
ધન વંદ્રાવન ધન એ લીલા, ધન વ્રજના વાસીરે;
અષ્ટમહાસીદ્ધિ આંગણીયેરે ઉભી, મુક્તી છે એની દાસીરે. ભુતળ
એ રસનો સ્વાદ શંકર જાણે; કાંઇ એક જાણે શુક જોગીરે;
કાંઇ એક જાણે વ્રજનીરે ગોપી: ભણે નરસૈયો ભોગીરે. ભુતળ.

### પદ ૨૨ મું.

આંખ અણિયારી સઉકો આંજે, આંજ્યામાં ઘણો વેહેરો રે;
જ્યાં લગિ પિયુ પ્રેમે ન બોલાવે, ઓભરણ સઘળાં ડેહેરારે. આંખ—ટેક
મોં મચકોડે મોહન ન રીઝે, હ્રદયાભીતર જોય રે;
આવળ કેરાં ફુલ અતી સુંદર; શીષ ન ઘાલે કોય રે. આંખ
સાચે મને અને સત્યવાદે; સદા શામળીયો રાચે રે;
નરસૈયાના સ્વામીનો રસ ઉંડો; ભરી લેવો ઘટ કાચે રે; આંખ

### પદ ૨૩ મું.

મન માન્યું શામળીયા સાથે, વશ કરી વેણુની સાને રે;
બોલ્યું ન ગમે બીજા કોઈનું, કામણ કીધાં કહાને રે. મન૦
મોરલી વજાડે જેમ વેધાયે, મૃગનાદ સાંભળી કાને રે;
તેમ વેંધાઇ રહ્યું મન મારૂં, ગોવીંદજીને ગાને રે. મન૦
જે જે રાગ જેને હોય વલ્લભ, તે રીઝે તેને તાને રે;
નરસૈયા રીઝે મન ભીને, હરીરસ અમૃત પાને રે. મન૦

### પદ ૨૪ મું.

એક ગમે ગોપીનો વહાલો, અવર બીજાનું મારે કામ કશું;
બાપ તણા સમ બાઇને કહુંછું, નંદલાલ વસ્યે મારે ગામ વસ્યું. એક
શામળીયો સુંદર વર સજની, તેને દેખી મારૂં મન વરયું;
એને મુકી જે બીજાને ભજશે, તેનું *કાળે લાળે કરમ ઘસ્યું. એક
છેલછબીલો ને છોગાળો, ગોઠડીયાળો ગુણ ભંડાર;
નરસૈયાનો સ્વામી શામળીયો, વૈષ્ણવજન કેરો દાતાર રે. એક

## ભક્તના મહિમા વિષે.

### પદ ૨૫ મું.

તારા દાસના ચરણની રેણુ મસ્તક ધરૂં, જે થકી કોટી કલ્યાણ પામું;
નીરખતાં નેહશું નેત્ર અમૃત ઠરે, ભવતણાં પાપ તે ક્ષણમાં વામું. ટેક.
ભકતને ભેટતાં કીલ્વીષ નવ રહે, જ્ઞાન દીપક થતી તીમીર નાસે;
ધન્ય ધન્ય ભાગ્ય જે સાધુ સંગત કરે, કૃષ્ણ કીર્તનથી પાપ નાસે. તારા.
એક ક્ષણવાર જે સતસંગત કરે, ધન્ય ઘડી જંતુની તેજ જાણે;
ભણે નરસૈયો ભવસાગર બુડતાં, હરીજન નાવ નીશ્ચે પ્રમાણે.

* કાળો; કોલસો.

## મેહેતાજી અને ઢેડ લોકોના પ્રસંગ વિષેનું પદ.

### પદ ૨૬ મું.

ગીરી તલાટી ને કુંડ દામોદર, ત્યાં મેહેતાજી ન્હાવા જાય;
ઢેડ વરણમાં દ્રઢ ભરીભકતી, તે પ્રેમ ધરીને લાગ્યા પાય. ગીરી૦
કર જોડીને પ્રાર્થના કીધી, વીનતી તણાં બહુ વધારે વચન;
મહંત પુરૂષ અમારી અરજ એટલી, અમારે આંગણે કરોરે કીરતન. ગીરી૦
પ્રેમ પદારથ અમો પામીયે, વામીયે જન્મ મરણ જંજાળ;
કર જોડતામાં કરૂણા ઉપજી, મેહેતાજી મેહેતાજી વૈષ્ણુવ પરમ દયાળ. ગીરી૦
પક્ષાપક્ષી ત્યાં નહી પરમેશ્વર, સમદ્રષ્ટીને સર્વ સમાન;
ગૌમુત્ર તુલસી વૃક્ષ લીપજો, એવું વઇષ્ણુવે આપ્યું વરદાન. ગીરી૦
મેહેતાજી નીશાએ આવ્યા, લાવ્યા પ્રસાદ ને કર્યો ઓચ્છવ;
પરોઢ થયા લગી ભજન કીધું, સંતોષ પામ્યા સહુ વૈષ્ણુવ. ગીરી૦
ઘેર પધાર્યા હરી જશ ગાતા, વાતા તાળ ને શંખ મૃદંગ;
હસી હસી નાગર તાળીયો લે છે, આ શારે બ્રાહ્મણના ઢંગ. ગીરી૦
મૌન ગ્રહીને મેહેતાજી ચાલ્યા, અધવધરાને શો ઉત્તર દેઉં;
જાગ્યા લોક નરનારી પુછે, મેહેતાજી તમે એવા શું ? ગીરી૦
નાત ન જાણો ને જાત ન જાણો, જાણો ન કાંઇ વિવેક વિચાર;
કર જોડીને કહે નરસઇયો, વૈષ્ણુવ તણો મને છે આધાર. ગીરી૦

### પદ ૨૭ મું.

એવારે અમે એવારે એવા, તમે કહો છો વળી તેવા રે,
ભકિત કરતાં જો ભ્રષ્ટ કહેશો, તો કરશું દામોદરની સેવા રે. એવારે.
જેનું મન જે સાથે બંધાણું, પેહેલું હતું ઘર રાતું રે,
હવે થયું છે હરિરસ માતું, ઘેર ઘેર હીંડે છે ગાતું રે. એવારે.
સઘળા સાથમાં હું એક ભુંડો, ભુંડાથી વળી ભુંડો રે;
તમારે મન માને તે કરજો, સ્નેહ લાગ્યો છે મને ઉંડો રે. એવારે.
કર્મ ધર્મની વાત જેટલી, તે મુજને નવ ભાવે રે;
સઘળા પદારથ જે થકી પામે, મારા પ્રભુની તોલે નાવે રે. એવારે.
હળવાં કર્મનો હું નરસઇયો, મુજને તો વૈષ્ણુવ વહાલા રે;
હરિજનથી જે અંતર ગણશે, તેના ફોગટ ફેરા ઠાલા રે. એવારે.

## કૃષ્ણના મેળાપ વિશે.

### પદ ૨૮ મું

હળવે હળવે હળવે હરજી, મારે મંદિર આવ્યા રે;
મોટે મોટે મોટે મેં તો, મોતીડે વધાવ્યા રે. હળવે.
કીધું કીધું કીધું મુજને, કાંઇક કામણ કીધું રે;
લીધું લીધું લીધું મારૂં ચિત્તડું ચોરી લીધું રે. હળવે.
જાગી જાગી જાગી હું તો હરિ મુખ જોવા જાગીરે;
ભાગી ભાગી ભાગી મારા ભવની ભાવટ ભાગીરે. હળવે.
ફુલી ફુલી ફુલી હું તો, હરિ મુખ જોઇને ફુલીરે;

ભુલી ભુલી ભુલી મારા ઘરનો ધંધો ભુલીરે    હળવે.
પામી પામી પામી હું તો મહા પદવીને પામીરે
મળિયો મળિયો મળિયો મેહેતા નરસઈયાનો સ્વામીરે    હળવે.

### પદ ૨૯ મું દ્રોપદી કહે છે.

દ્વારિકાના વાસીરે અવસરે આવજોરે રાણી રૂકમણિ કેરા કંથ,
દુષ્ટ દુર્યોધનરે લાગ્યો મુને પીડવારે પ્રભુ મારા ચૌદશ દયાળુ તારો પંથ    ટેક.
સોડ તાણીને રે શું રે સુતો શ્યામળારે આળસ મોડીને ઉઠો આજ
લક્ષ્મીજી તળાશેરે પાવન તારા પાવલારે, અમપર મેહેર કરો મહારાજ.    દ્વા.
ગ્રાહને થકીરે ગજ મુકાવીયોરે કીધી તમે સુધન્વાની સહાય
નરસિંહ રૂપેરે હિરણ્યકશિપુ હણ્યોરે પ્રહલાદ ઉગાર્યો લાગ્યો પાય.    દ્વા,
છપ્પન ક્રોડરે જાદવ તાહરા રે સાથે બળિભદ્ર સરીખા ભ્રાત
કાળીનાગ નાથ્યોરે જરાસંઘ જીતિયોરે તે બળ ક્યાં ગયું મારા નાથ.    દ્વા.
વસમી વેળામાં રે વહારે ચડજો વિઠલારે. ધાજો છત્રપતી નિરધાર,
અસવારી કરજોરે ગરૂડની ઉપરે રે, નરસઈયો વિનવે વારંવાર    દ્વા.

### પદ ૩૦ મું

કોણ એ સમાના કામની દત્ત ફળીયેલ રામા.
દ્રોપદી લજ્જા રાખવા હરિ ઉભા છે સામા    કોણ.
વહાલોજી ગયાતા વાડીયે સરવે સુંદરી સાથે,
શેલડીના છોડ ઉતારતા છરી ખેડી છે હાથે.    કોણ.
માનની મંદીર સિધાવિયાં ચીથરડું જે સેવા;
દરોપદીએ ચિર વધેરિયું, હરિને હાથે બાંધવા.    કોણ.
ત્રીકમે તેનાં તાંતણા, લખી રાખ્યા છે લેખે;
નવસેંહ નવાણુ ચીર પુરિયાં, સઘળી સભારે દેખે.    કોણ.
ગરૂડે ચઢીને ગોવિંદ આવિયા, આવ્યા અંતરજામી;
ભક્ત ઉદ્ધારણ ભુધરો, મેહેતા નરસઈનો સ્વામી.    કોણ.

## સુદામા ચરિત્ર વિષે.

### પદ ૩૧ મું.

### સુદામાની સ્ત્રી સુદામાને કહે છે.

જદુપતિ નાથ તે મિત્ર છે તમતણા, જાઓ વેગે ફરી કૃષ્ણ પાસે;
પ્રીત પુરવતણી હેત ધરશે હરી, મન તણા મનોરથ સફળ થાશે.    જદુપતી.
ઘેર બાળક સહુ દુઃખ પામે બહુ, અન્ન ને વસ્ત્રથી રહે છે ઉણાં;
નીરધન સરજીયાં પુણ્ય કીધા વિના, કર્મના દોષ તે આવી પુણ્યા.    જદુપતી.
જદુપતી જાદવો ભક્તિવશ માધવો. કરશે કરૂણા પ્રભુ દિન જાણી;
ગોમતી સ્નાનથી કોટી અઘ નાસશે. નિરખતા કૃષ્ણને પ્રેમ આણી.    જદુપતી.
કૃષ્ણને હળિમળી શિઘ્ર આવો વળી, જાણશે દુઃખ અંતરજામી;
વિનતી મન ધરો આળસ પરહરે સહાય થાશે નરસઈનો સ્વામી,    જદુપતી.

### પદ ૩૨ મું—સુદામા કહે છે.

સાંભળો ભાગિની કાન ધરી કામિની કવણ કહાવું હું કૃપણ પાપી;
ત્રિભુવનનાથ તે મહિપતી માધવો, કેમ બોલાય ત્યાં વાત ચાંપી. સાંભળો.
દિવસ ઝાઝા થયા બાલપણમે ગયા, નરપતિ નવ જાણે પ્રીત જુની;
દુબલ રંક હું ભિક્ષુક બાપડો, નવ લહૂં ગોકરી ખોટી ચુની. સાંભળો.
ઉગ્રસેન અક્રૂર ઓદ્ધવ છે ત્યહાં. બળિભદ્ર અનિરૂદ્ધ પાસે;
કોટી જોદ્ધા છે જ્યહાં હું ઉભો રહીશ ક્યાં, કોણ આવી મારો હાથ સહાશે. સાંભળો
જડિત રત્નો મણિ કાંતિ ભાસે ઘણી. તિમિર નાવે તેની જ્યોત પાસે;
ત્યાં કેમ બોલી શકું વેણ વદતો થકો, ધમણ ધમતો રહું શ્વાસોશ્વાસે. સાંભળો.
મોન રહેવુ સુખ દુઃખ સઊં સહો, ભોગવો કર્મ જે ભાગ્ય ચોટયું:
દુરિજન લોકો છોને લવતાં રહે, નરસઇયાના સ્વામીનું બિરદ મોટું સાંભળો.

### પદ ૩૩ મું—સુદામાની સ્ત્રી કહે છે.

સ્વામી સાચું કહ્યું બોલવું નવ રહ્યું, કૃષ્ણનાં વચન તે વેદ વાણી;
ભવતણું નાવ તે ભક્તિ ભુધરતણી, તેહ હું પ્રીછવું સ્નેહ આણી. સ્વામી.
હુંથી હરિ વેગળા ભક્તિ ભાવે મળ્યા, રાય ને રંક તે એક ધારે;
લખપતી કોટીધ્વજ મન તણો રતી. શક્ર સરીખા ત્યાહાં નથીરે સારે. સ્વામી.
બ્રહ્મણ્ય દેવ દયાળ શ્રીકૃષ્ણજી, નીજ જન જાણીને સુધ લેશે;
પ્રીતીની રીત ને જાય નહી વીસરી, બાળલીલા તણાં ચરીત્ર કહેશે. સ્વામી.
નથી કાંઇ ઓઢવા ભેટ લેઇ જવા, કેમ કરી જાણશે કૃષ્ણ કામી,
દત્ત નથી આપણું વદન લજામણું, નીરખતાં લાજે નરસૈયાનો સ્વામી. સ્વામી.

### પદ ૩૪ મું.

વીનંતી વળી કહું ભેટ લાવી દઉં, પોતીયે તાંદુલ ગાંઠ બાંધો;
જાણશે થોડે ઘણું ભાવ ભોજન તણું; ધન્ય તે કૃષ્ણ શું સ્નેહ સાધે. વીનંતી.
ભીલડી બોર તે ભાવે આરોગીયાં, જુઠડું અન્ન આહીરનું લીધું;
ભક્ત વિદુરની ભાજી ભાવે જમ્યા, ભુપનું નોનરૂં પાછું કીધું. વીનંતી
પેરે પેરે પાંડવ કૃષ્ણ નીવારીયા, ભક્ત કારણ દુષ્ટ માર્યા:
ઉંચ ન નીચનું એને છે પારખું, પતીત અધર્મી કંઇ કોટી તાર્યા. વીનંતી.
ભક્તીવશ વીઠ્ઠલો સંત સાથે મળ્યો, સરોવડને નવ ચુકે ટાણે;
સંત સમરે ત્યાં આવી ઉભો રહે. ભક્તના મનતણો ભાવ જાણે. વીનંતી.
જાઓ વેગે કરી નીરખો મુક્તિપુરી ધન ધન્ય તારુણી સ્નેહ ન્યાળો;
નરસઇના નાથને નીરખો નીશ્ચય કરી, કામ નીશ્ચે કંથને બાંહે ઝાલ્યો. વીનંતી.

### પદ ૩૫ મું.

ચાલીયો વાટમાં જ્ઞાનના ઘાટમાં મીત્ર મોહનતણું નામ લેતો;
ધન્ય એ નર અવતાર સફળ કર્યો કૃષ્ણ હે કૃષ્ણ મુખ એમ કહેતો. ચાલીયો
માગવું મૃત્યુ પ્રમાણ છે પ્રાણીને, લોભ કીધે ત્યાંહાં પ્રીત તુટે.
કહ્યું મેં અબળા સુખે બેસી રહો, માગતાં તો બધો મર્મ છુટે. ચાલીયો.
માગીયું મેં તથા શું મુખે કહુ કથા, ભોગવું કર્મ જે ભાગ્ય લાવ્યો;
શ્રી પતી નાથે મને રંક સરજડીયો, એમ કરતો દ્વીજ દ્વાર આવ્યો. ચાલીયો.

આવી ઉભો રહ્યો કંઠ ગદ્દગદ્દ થયો, કોટી સૂરજ શશી જ્યોત ભાસે;
ઉર દયા આણીને હરીજન જાણીને, પોળીયે જઇ કહ્યું કૃષ્ણ પાસે. ચાલીયો.
મંદીરે તેડીયા ચાલીને ભેટીયા, ત્રીવીધીના તાપ તે સર્વ નાઠા;
હેમ સીંહાસને લેઇ બેસાડીયા, તાણતાં વિપ્રનાં વસ્ત્ર ફાટયાં. ચાલીયો.
તેલ ફુલેલ મર્દન કરાવીયાં, શુદ્ધ ઉષ્ણોદકે સ્નાન કીધું;
કનકની પાવડી ચરણ આગળ ધરી, કૃષ્ણે ચરણોદક શીષ લીધું. ચાલીયો.
પુનિત પીતાંબર પહેરવા આપીયું, કનકને થાળે પકવાન દીધાં;
ભાવતાં ભોજન કૃષ્ણ હાથે કર્યાં, આચમન ને કાજ સાધ્યાં. ચાલીયો.
કૃષ્ણે પલંગપર પોતે પધરાવિયા, રૂકમીસુતા વીંજણે વાયુ ભરતાં
સત્યભામાદીક, નારી નીરખી રહી, નરસૈંનો નાથ પદસેવ કરતાં. ચાલીયો.

## પદ ૩૬ મું.

ભાગ્ય જોજો બાઇ કૃપણ ભીક્ષુકતણું, રૂકમણી આદિ ઉર નારી બોલે;
હળધર જોગ્ય તે ભોગ પહોંચાડીયો, અજ અંબરીષથી અધીક તોલે. ભાગ્ય.
આ કૃપણ રૂપ તે પ્રગટીયું કયાં થકી, વસ્ત્ર મેલાં દીસે કર્મ ફુટયો;
ત્રીગુણને દુર્લભ સેજ રમા તણી, વશ કરી નાથને પાપ છુટયો. ભાગ્ય.
અંગ અતી કમકમે ધ્રમણ મ્હોડે ધમે, ઉધરશે ને વળી નાક લુતો;
જોજો કઉતક હરી હેત હશા કરી, કૃપણ તે કૃષ્ણને સંગ સુતો. ભાગ્ય.
પહોઢીને ઉઠીયા સાથે બેસાડીયા, વદન પખાળવા નીર દીધું;
કનક ઝારી ભરી શીતળ જળ આપીયું, કનક કટોરે તે પાણી પીધું. ભાગ્ય.
શ્રીમુખે બોલીયા કહોને બાંધવ તમો, બ્રહ્મચારી કે ગૃહધર્મ કીધો;
કુશળ છે બાલ ગોપાલ સહુ તમતણાં ભાગ્ય મોટું મને ચીન લીધો. ભાગ્ય.
ગ્રહસ્થના ધર્મમાં હુંય વળગી રહયો, હું ને મારી બધી ગત્ય ભુલ્યો;
મીત્ર સુદામાની શુધ્ધ લીધી નહીં, કામના કેફમાં હુંજ ફુલ્યો. ભાગ્ય.
સાંદીપ ગોરને ઘેર આપણ ભણ્યા, ધન્ય ધન્ય દીવસ તે સફળ કહાવ્યો;
એક રેણી રહ્યા વન વીષે આપણે, સરાણ ભાગતાં મેઘ આવ્યો. ભાગ્ય.
અન્ન લીધા વીના ભુખ્યા બેસી રહ્યા, ગોરાણીએ આપણી પીડ જાણી,
વીસરી ગયું છે કે વીર તને સાંભરે, સાંદીપ ગોરની અચળ વાણી. ભાગ્ય.
ભાભીએ ભેટ જે મોકલી મુજ ભણી, ભાવશું જાઇ તે લાગે મીઠી;
* સંકોચતો ગાંઠડી વીપ્ર આઘી ધરે, નરસઇના સ્વામીએ નજરે દીઠી. ભાગ્ય.

## પદ ૩૭ મું.

છપ્પનભોગ જ્યાં કવણ તાંદુલ ત્યાં, આપતાં ઉર સંકોચ આવે;
જે રે જોઇએ તે આવી મળે કૃષ્ણને, તાંદુલ ભેટ તે તુચ્છ કહાવે. છપ્પન.
ધાઇ લીધા હરી મુઠી તાંદુલ ભરી, પ્રેમે આરોગીયાં તુપ્તી પામી;
ઇંદ્ર કુબેરથી અધીક વૈભવ કર્યો, રૂકમણી કર ગ્રહ્યા સીષ નામી, છપ્પન.
એક રહ્યા અમો એક બીજા તમો ભકતને અઢળક દાન કરતાં;
પ્રેમદાને તેનાં વચન એવા કહ્યા, હાથ સહાયો ત્રીજી મુઠી ભરતાં. છપ્પન.
વનીતા વચન વિપ્ર સમજ્યો નહીં, ચાલવા ઘર ભણી શીખ માગી;
નરસઇને નાથે દુર્બળપણું ટાળીઉં, ભુખના દુઃખની ભીડ ભાગી છપ્પન.

### પદ ૩૮ મું.

વીપ્ર ચાલ્યો વળી કૃષ્ણ સાથે મળી, ચીત્તમાં શોચથી વીચાર કરતો;
આપ્યું તો કાંઇ નહી ત્રીઠ જાણી નહીં, તે તણો શોચ હૃદયેજ ધરતો. વીપ્ર.
અષ્ટ મહાસિદ્ધી નવનીધીતણી, સંપતીમાં રહયો ભાગ્ય માણી;
કામની કંથને હું દ્વારીકાં આવીયો, એમ તણી ત્રીઠ તો નવ જાણી. વીપ્ર
બાલ ગોપાલ જે વાત જોતાં હશે, તેહને જાઇ અમે શુંય કહેશું;
મીત્ર મોહનતણું હેત જ્યારે પુછશે, કામનીને ઉત્તર કેમ દેશું. વીપ્ર
એમ ચીંતા કરે નેત્રથી નીર ઝરે, કર્મની વાત મનમાંહી ધારી;
નરસઇનો નાથ તો અતી ઘણો લોભીયો, પીતાંબરી પણ લીધી ઉતારી લીધી.વીપ્ર.

### પદ ૩૯ મું.

ધન્ય તું ધન્ય તું રાય રણછોડજી, દીન જાણી મને માન દીધું;
નહી મુજ જોગ તે ભોગ પહોંચાડીયો, અજ અંબરીષથી અધીક કીધું. ધન્ય
કનકને આસન મુજને બેસાડીયો, રૂકમણી કૃષ્ણનો હાથ સહાતાં;
હેત કરી હરી ચરણ તળાસીયા, ખટ રસ ભોજન ખાંતે ખાતાં. ધન્ય
બાલપણાતણો સ્નેહ નવ વીસર્યો, મીત્ર મોહનતણી પ્રીત સાચી;
હેતથી હળીમળી માન દીધું મુને, રંક બેસાડીયો કનક માંચી. ધન્ય
ધન્ય ધન્ય કૃષ્ણજી સંત સેવા કરી, ધ્યાન ધરતો હું નીજ દ્વાર આવ્યો;
રત્નજડીત મણી ભવન શોભા ઘણી, દ્રવ્ય શું દ્વારીકા અહી લાવ્યો. ધન્ય
કનકની ભુમી ને રત્નના થાંભલા, અંકની જ્યોત ઉદ્યોગ દીસે;
ખાન ને પાન વીહાર સ્થાનક ઘણાં, કામની નીરખતાં કામ હીસે. ધન્ય.
સપ્ત નવ વરસની દીઠી ત્યાં સુંદરી, નારી નવજોબના બહુ રૂપાળી;
સોળ શણગાર તે અંગ સુંદર પર્યા; દેવ વીમાનથી રહયા નીહાળી. ધન્ય.
સહસ્ત્ર દાસી મળી પાસે વીંટી વળી, કાંમની કંથની પાસ આવી;
સ્વામીરે સ્વામી હું દાસી તમતણી ચાલો મંદીર વીપ્રે પ્રેમ લાવી. ધન્ય.
ગોમતી સ્નાન કરી કૃષ્ણજી નીરખયા, પુણ્ય પ્રગટ થયું પાપ નાઠું;
તે થકી સમૃદ્ધી આ સકલ તે સાંપડી, મટી ગયું આપણું ભાગ્ય માઠું. ધન્ય.
કૃષ્ણ કહેતાં નીજ ધામ પધારીયા, નવલ જોબન થયાં નર ને નારી:
વીનતી ઉચારતાં રજની વીતી ગઇ, નરસઇના સ્વામીની પ્રીત ભારી. ધન્ય.

## જમુના નદીમાં કૃષ્ણ પડ્યા ત્યારે નાગણી કહે છે.

### પદ ૪૦ મું.

જલકમલ છાંડી જાને બાળા, સ્વામી મારો જાગશે;
જાગશે તહને મારશે, મહને બાળહત્યા લાગશે. જલ. ટેક
કહેરે બાળક તું મારગ ભુલ્યો, કે તાહરા વેરીએ વળાવીયો;
નીશ્ચય તાહરો કાળજ ખુટયો, અહીંયા તેંહ શાદ આવીયો. જલ
નથી નાગણ હું મારગ ભુલ્યો, નથી માહરા વેરીએ વળાવીયો;
મથુરા નગરીમાં જુગટું રમતાં, નાગનું શીષ હું હારીયો. જલ
રંગે રૂડો રૂપે પુરો, દીસંતો કોડીલો કોડામણો;

તાહરી માતાએ કેટલા જનમ્યા, તેહમાં તું અળખામણો. જલ૦
માહરી માતાએ બેઉ જનમ્યા, તેહમાં હું નટવર નાનડો;
જગાડ તાહરા નાગને, મહારૂં નામ કૃષ્ણ કાનુડો. જલ૦
લાખ સવાનો મારો હાર આપું, આપું રે તુજને દોરિયો;
એટલું માહરા નાગથી છાપો, આપું તુજને ચોરિનુ. જલ૦
શું કરૂં નાગણ હાર તારો, શું કરૂં તારો દોરીયો;
શાને કાજે નાગણ તારે, કરવી ઘરમાં ચોરીયો જલ૦
ચરણ ચાંપી મુછ મરડી, નાગણે નાગ જગાડીઓ;
ઉઠોને બળંત કોઇ, બારણે બાળક આવીઓ૦ જલ૦
બેઉ બળીયા બાથે વળગીયા, કૃષ્ણે કાલિનાગ નાથીયો;
સહસ્ત્ર ફેણા ફુંફવે જેમ, ગગન ગાજે હાથિઓ. જલ૦
નાગણ સઉ વિલાપ કરે જેહ, નાગને બહુ દુઃખ આપશે;
મથુરાં નગરીમાં લઇ જશે, પછી નાગનું શિષ્ય કાપશે. જલ૦
બેઉ કર જોડી વિનવે સ્વામી, મુકો અમારા કંથને;
અમે અપરાધી કાંઇ નહી સમજયાં, ન ઓળખ્યા ભગવંતને, જલ૦
થાળ ભરી સગ મોતીએ, શ્રી કૃષ્ણને રે વધાવિયા;
નરસઇયાના નાથ પાસેથી, નાગણે નાગ છોડાવિયા૦ જલ૦

## ઇશ્વરના સ્વરૂપ વિષે.

### પદ ૪૧ મું

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરી, જુજવે રૂપ અનંત ભાસે;
દેહમાં દેવ તું તેજમાં તત્વ તું શુન્યમાં શબ્દ થઇ વેદ વાસે. અખીલ૦
પવન તુ પાણી તુ ભુમી તુ ભુદરા, વૃક્ષ થઇ ફુલી રહયો આકાશે;
વિવિધ રચના કરી અનેક રસ લેવાને, શિવથકી જીવ થયો એજ આશે. અખીલ૦
વેદ તો એમ વદે સૃતિ સ્મૃતિ સાખ દે, કનક કુંડળ વિશે ભેદ ન હોય;
ઘાટ ઘડીયા પછી નામ રૂપ જુજવા, અંતે તો હેમનું હેમ હોય. અખીલ૦
વૃક્ષમાં બીજ તું બીજમાં વૃક્ષ તું, જોઉ પટંતરો એજ પાસે:
ભણે નરસઇઓ એ મનતણી શોધના, પ્રીતથી કરૂં પ્રેમથી પ્રગટ થાશે. અખીલ૦

## ઇશ્વર જાણવાના ઉપદેશ વિષે.

### પદ ૪૨ મું.

જુવાનીને દહાડેરે હરિને જાણ્યા નહી રે, મોહ્યું પરદારા સાથે મન;
કાંઇક મોહ્યોરે કામનીના કલ્પમાં રે. કાંઇ એક જોડવા લાગો ધન. જુવા૦
પચીસને પચાસરે પ્રપંચમાં ગયાં રે. દોહિલા આવ્યા સાઠ વરષના દન;
શીતેરમે સુધારે કાંઇ સમજ્યો નહી રે, પછી ચાલ્યો સાધન કરવા વન. જુવા૦
આંખડીએ ન સુજેરે ગળે બહુ નાસીકાં રે. બોલે તે તો સંભળાય નહી કરણ;
માયા તો ન મુકે રે તુટે નહી તૃષ્ણા રે, ઓળખાય નહી અશરણ શરણ. જુવા૦
હાથમાં લાકડીરે ચરણ ચાલે નહીરે, તુટીને શિથિલ થયુ છે તન;
મુખમાંહી દંતરે એકે નહીરે, તોય પી ઉદર માગે અન્ન જુવા૦

ભાગ્ય જેનું ભળ્યુંરે આ અવસર ઓળખ્યોરે, તે તો પ્રાણી કહેવાય હરિના જન;
નરસઇના સ્વામીનેરે સુખમાં સંભાળજોરે, જો હોય પેલા ભવનું પુણ્ય. જુવા૦

## આત્મજ્ઞાન વિષે.

### પદ ૪૩ મું.

જ્યાં લગી આત્મા તત્વ ચિન્યો નહિ, ત્યાં લગી સાધના સર્વ જુઠી.
મનુષ્યદેહ તાહરો: એમ એળે ગયો, માવઠાની મજે વ્રષ્ટી વુઠી. જ્યાં૦
શું થયુ સ્નાન સેવા ને કુજાથકી, શું થયુ ઘેર રહી દાન દીધે;
શું થયુ ધરી જટા ભસ્મ લેપન કરે, શું થયું *વાળ લોચન કીધે. જ્યાં૦
શું થયુ તપ ને તીરથ કીધા થકી, શું થયુ માળ ગ્રહી નામ લીધે;
શુ થયુ નીલકને તુલસી ધાર્યા થકી, શુ થયુ ગંગાજલ પાન કીધે. જ્યાં૦
શું થયું વેદ વ્યાકરણ વાણી વદે, શું થયું રાગ ને રંગ જાણે;
શું થયું ખટ દર્શન સેવા થકી, શું થયું વરણના ભેદ આણે. જ્યાં૦
એ છે પ્રપંચ સહુ પેટ ભરવા તણા, આત્મારામ પરિબ્રહ્મ ન જોયો:
ભણે નરસઇઓ કહે તત્વદર્શન વિના, રત્ન ચિન્તામણી જન્મ ખોયો. જ્યાં૦

### પદ ૪૪ મું. ( રાગ વેળાવળ )

સુખુ દુઃખ મનમાં ન આણીએ, ઘટ સાથે રે ઘડીયાં,
ટાળ્યાં તે કોઇનાં નવ ટળે, રઘુનીરનાં જડીયાં. સુખ દુઃખ ટેક૦
નળ રાજા સરખો નર નહી, જેહની દમયંતી રાણી:
અરધે વસ્ત્રે વનમાં ભમ્યાં, ન મળ્યાં અન્ન ને પાણી. સુખ૦
પાંચ પાંડવ સરખા બાંધવા, જેને દ્રૌપદી રાણી;
બાર વરસ વન ભોગવ્યાં, નયણે નીંદરા ન આણી. સુખ૦
સીતા સરખી સતી નહી, જેના રામજી સ્વામી;
રાવણ તેને હરી ગયો, સતી મહા દુઃખ પામી. સુખ૦
રાવણ સરીખો રાજીયો, જેની મંદોદરી રાણી;
દશ મસ્તક છેદાઇ ગયાં, બધી લંકા લુંટાણી. સુખ૦
હરીશ્ચંદર રાય સતવાદીયો તારાલોચન રાણી
તેને વિપતી બહુ પડી, ભર્યાં નીચ ઘેર પાણી. સુખ૦
શિવજી સરખા સતીયા નહી, જેની પાર્વતી રાણી,
ભોળવાયા ભીલડી થકી, તપમાં ખાની ગણાણી. સુખ૦
એ વીચારી હરીને ભજો, તે સાહ્યજ કરશે;
જુઓ આગે સાહ્ય ઘણી કરી, તેથી અર્થજ સરશે. સુખ૦
સર્વ દેવને જ્યારે ભીડ પડી, સમર્યા અંતરજામી;
ભાવટ ભાગી ભુધરે, મહેતા નરસઇના સ્વામી. સુખ૦

### પદ ૪૫ મું.

અલ્યા નામ પામ્યો પણ રામને નવ લહ્યા, વઇષ્ણવ પદ કેરૂં બીરદ ઝાલે;
પુત્ર વીના જેમ ઘર મધ્યે પારણું, વર વીના જેની જાન મહાલે. અ૦

* વાળ લુંચન કરાવવા—ચુટાવવા તે.

વ્યાધીની વેદના વીશ્વથી ના ટળે, ઠાલો ગગનમાં મેઘ ગાજે;
હરીને જાણ્યા વીના હરીકેરો જન થયો, વાત પાકવાન્નથી ભુખ ન ભાજે. અલ્યા.
તુ એમ જાણે જે હરીજન હું થયો, વીષ્ણુપદ ગાઇ થયો ભકત ભવમાં;
કરણી તો કાગની હોડ કરે હંસને, સઉકો હશી કાડે લાવમાં. અલ્યા.
પંડમાં પ્રભુ પણ પ્રગટ પેખે નહિ, ફોકટ ભ્રમને દુર ભાળે;
અગણીત બ્રહ્માનું ગણીત લેખું કરે, દૂતભાવે કરી માળ ઝાલે. અલ્યા.
જો નીરાકારમાં જેહતું મન ગળે, ભીન્ન સંસારની ભ્રાંતી ભાગે:
દાસ નરસઇયો તેને ચરણે નમે, ગ્નાન વીગ્નાનની જોત જાગે. અલ્યા.

## પદ ૪૬ મું.

પઢોરે પોપટ રાજા રામના, સતી સીતા પઢાવે;
પાસે બંધાવી પાંજરૂ, સુખે રામ જપાવે. પઢોરે. ૧
પોપટ તારે કારણે, લીલા વાંસ વઢાવુ;
તેનું ઘડાવું પોપટ પાંજરૂ, હીરા રતને જડાવું. પઢોરે. ૨
પોપટ તારે કારણે, શી શી રસોઇ રંધાવું;
સાકરનાં કરી ચુરમાં, ઉપર ઘી પીરસવું. પઢોરે. ૩
પાંખ લીલીને પગ પંકુરા, કોટે કાંઠલો કાળો;
નરસઇયાના સ્વામીને ભજો, રાગ તાણી રૂપાળો. પઢોરે. ૪

## પદ ૪૭ મું.

હાર કાજે શું વીલખ કરવો ઘણો, નહીજ કઉસ્તુભ વીદ્રમ માળા;
ઉજળાં ફુલ ને સુત્રનો તાંતણો, તેને શુ મોહી રહયો નંદલાલ. હાર. ૧
ઉચ્યને મુકીને નીચને અનુસર્યો, જોઇ નહી જાદવા જાત દાસી;
રાજાની દીકરી રૂકમણી પરહરી, કુબજાને મંદીર થયો નીવાસી. હાર. ૨
રત્ન ગુંજા વચે ભેદ નહીં ભુધરા, સાયર છીલરાં સમ વખાણે;
મંડળીક હારને પેર પેર પરભવે, દોહલાં દાસલાં સે ન જાણે. હાર. ૩
લોક કઉતક જુવે રજની તો અલ્પ રહી, ક્ષીણ થઇ જોતને રહ્યાંરે દીવા;
કેશવા કંઠથી માળ કરમાં ધરી, પ્રેમે આરોપ નરસઇની ગ્રીવા. હાર. ૪

## પદ ૪૮ મું.

ઉઠને શામળા મુકી મન આંબળા, બોલે નહીં શા અભીમાન માટે;
આપને હાર કાં હવડે પરગટ કરૂં, જે કીધું તેં વંસીવટ વાટે. ઉઠને ૧
અણુવરી નાર તેં ભોગવી ભુધરા, પરણતાં ગર્થ શું નહોતો તારે;
હારને વાર થઇ ભાર ભાગી ગયો, શું કહું નંદસુત વારે વારે. ઉઠને ૨
કળિયુગમાં કલંક જો લાગશે, વઇષ્ણવની ગત તે કોણ થાશે;
ભણે નરસૈયો હુંરે હળવો પડગો, તાહરા ગુણલા કોણ ગાશે. ઉઠને ૩
તને રોકી રહી રાધીકા રંગ જામ્યો ઘણો, રસીયાજી રજની રહીરે થોડી;
નંદના નંદ તુ શાને આળસ કરે, નાગરા સાથ તેં પ્રીત તોડી. તને ૧
દેવને પાળીને કામ પરજાળીને, ઇશપદ પામીયો ઉમયાજ સ્વામી;
શામળા તુજને લોક લંપટ કહે, થયો વ્યભીચારી કાનુડો કામી. તને ૨
હઠ કરે તમ શું હઠ કરો શામળા, તુટશે સ્નેહ ત્રીકમ તાણે;

ભણે નરસઇયો જો જમની વહી ગઇ, મંડળીક મારશે મુજને વાણે. તને ૩

### પદ ૪૯ મું.

મુંડ મુંડાવી ટોપી ઘાલી, એમ ન થઇયે વઇરાગીરે
અમો શું વઇષ્ણુવ છેલ છબીલાના, હરી શુ તાળી લાગી રે. મુંડ ટેક.
મમતા ભાગી તે વઇરાગી અનહદ શઇંગી બોલે રે;
ભેખ ધરીને દવેષ કરે તે, જોગી અસુરને તોલે રે. મુંડ ૧
સંસાર વેવાર સરવે સાચવીયે, વીકારથી વેગળા રહીયે રે;
સરવે ભુત સમદષ્ટે પેખે, તેને તે વઇષ્ણુવ કહીયે રે. મુંડ ૨
અભીમાને તમે સુક્રત ખોયું, પ્રેમનો રંગ નથી લાગ્યો રે;
ભણે નરસઇયો વઇરાગ તજીને, પહેરો પ્રચરંગી વાઘો રે. મુંડ ૩

### પદ ૫૦ મું.

નથી પામવા રે વઇરાગ વિના ભગવાન;
તેને દરશન કયાંથી ભાઇ વીના આતમ જ્ઞાન. નથી૦
વઇરાગે સનકાદીક છુટયા; ધરૂવ અમરીષ પ્રલ્હાદ,
તે વખત તારી કયાંથી નાગરા; મીથ્યા કરવો વીવાદ. નથી૦
વઇરાગ હતો જોને શુકદેવ પામ્યા દેવ મોરાર;
તારી પેઠે કોઇએ ન ગાયો, ઉઘાડો શણગાર. નથી૦
લંપટપણે તું હાર નહી પામે, રાડજ મીથ્યા લાગી;
રામાનંદ સ્વામી એમ કહે છે, નરસઇયા થાને વઇરાગી. નથી૦

### પદ ૫૧ મું.

વઇષ્ણુવ જન તો તેને રે કહીએ, જે પીડ પીડાઇ જાણે રે;
પરદુઃખે ઉપકાર કરે છે, મન અભીમાન ન આણે રે. વઇ૦
સકળ લોકમાં સઉને વન્દે, નીંદા તે ન કરે કોની રે;
વચિ કછિ થન નિશ્ચય રાખે તો, ધન્ય ધન્ય જનની તેની રે. વઇ૦
સમદ્રષ્ટી અને તૃષ્ણા ત્યાગી, પરસ્ત્રી જેને માત રે;
જીવ્હા થકી અસત્ય ન બોલે તો; પરધન નવ ઝાલે હાથ રે વઇ૦
મોહ માયા વ્યાપે નહીં તેને; દ્રઢ વઇરાગ મનમાં રે;
રામ નામ શું તાળીરે લાગી: તીર્થ જેના તનમાં રે. વઇ૦
વણુલોભીને કપટ રહીત છે; કામ કરોધને નીવાર્યા રે;
ભણે નરસઇઓ તેનું દર્શન કરતાં, કુળ ઇકોતેર તાર્યાં રે. વઇ૦

### પદ ૫૨ મું.

પ્રાણુ થકી મને વઇષ્ણુવ વહાલા, રાત દીવસ રૂદે ભાવું રે;
તપ તીરથ વઇકુંટપદ મુકી; મારા વઇષ્ણુવ હોય ત્યાં હું આવું રે. પ્રાણુ ૧
અમરીખ રાજા મને અતી વહાલા; દુર્વાસાએ માન ભંગ કીધું રે;
મેં મારૂં અભીમાન તજીને, ચક્ર સુદર્શન વાળી લીધું રે. પ્રાણુ ૨
ભજને માટે રે હું તો પાળો રે પળીયો, હરીજનની શુધ લેવારે.

ઉંચને નીચ હું તો કાંઇ ન જાણું, મને ભજે તે મુજ જેવા રે. પ્રાણ. ૩
લક્ષ્મીજી અરધાંગના મારી, તે મારા સંતની દાસી રે;
અડસઠ તીરથ મારા સંતને ચરણે, કોટી ગંગા કોટી કાશી રે. પ્રાણ; ૪
સંત ચાલે ત્યાં હું આગળ ચાલું રે, સંત સુવે ત્યાં હું જાગું રે;
જે મારા સંતની નિંદા કરે છે, તેના કુળ સહિત હું ભાગું રે. પ્રાણ. ૫
મારા રે બાંધ્યા વૈષ્ણવ છોડે, વૈષ્ણને બાંધ્યા મેં ન છુટે રે;
એક વાર વૈશ્ણવ મને બાંધે તો, તે બંધન મેં ન ત્રુટે રે. પ્રાણ. ૬
બેશીને ગાય ત્યાં હું ઉભો ઉભો સાંભળું. ઉભા ગયા ત્યારે હું નાચું રે;
હું તો વૈષ્ણ ક્ષણ નહિ અળગો, ભણે નરસૈંયો એ સાચું રે. પ્રાણ. ૭

## ભક્તોનાં નામ રહેવા વિષે.

### પદ ૫૫ મું.

વાસ નહીં જ્યાં વઇષ્ણવ કેરા, ત્યાં નવ વસીયે વાસડીયાં;
શ્વાસો શ્વાસે સ્મરણ ન કરે તો, શ્વાસ ધમણ કેરી શ્વાસડીયાં વાસ નહિ. ૧
જીભલડી જપ માળા ન જપે તો, જીભલડી નહિ ખાસડીયાં;
જન્મ તેહને નહિ લેખામાં, જે ન કહેવાય હરિ દાસડીયાં. વાસ નહિ. ૨
મોહનજીની માયા પાકી, અવર માયા જેમ કાંસડીયાં;
ભણે નરસઇયો ભારે મારી, માવલડી દસ માસડીયાં. વાસ નહિ. ૩

## હાર માળાનાં પ્રભાતીયાં.

### પદ ૫૬ મું.

હું શાનો ઠાકોર હું શાનો સેવક મારા કર્મના લેખ ભુંસ્યા ન જાએ;
મંડળિક હારને પેરેરે પરવારે, છબીલાજી હવે કેમ થાયે. તું શાનો.
મુને કો કહે લંપટ કો કહે લોભીયો, કો કહે તાલકુટીયોજ ખોટો;
સાહ્ય કરે શ્રીહરિ દીન જાણી કરી, હરિ આપે તો કહું નાથ મોટો. તું શાનો.
વેવાઇએ મુજને અતિશે વગોવિયો, ઉષ્ણોદક મુકી ઉપહાસ્ય કીધું;
દ્વાદશ મેઘ ત્યાં મોકલ્યા શ્રીહરિ, આપના દાસને માન દીધું. તું શાનો.
જ્યાહરે મુજને મહાદેવે કીરપા કરી, ત્યારે મેં લક્ષ્મીનાથ ગાયો;
મામેરા વેળા તો લાજ જાતી હતી, ગરૂડ મુકીને તું ચરણ ધાયો. તું શાનો.
મારે બેઉ પાસે સુંદરી બાહ્ય કે ધરી, કેશવ કીર્તન એમ થાયે;
અભાગીયા લોક તે અસત્ય વાણી વદે, પુણ્યવંત લોક તે પ્રેમે ગાયે. તું શાનો.
હીરની દોરીયે હાર ગુંથાય છે, વાણું વાસે તો નિજ દાસ મરશે;
દયા કરીને હરિ હાર આપો મને, શામળા સહાય તે કુણ કરશે. તું શાનો.
સોરઠમાં મુને સર્વ સાચો કહે, પુત્રીનું મોસાળું સારૂં કીધું,
નાગરી ન્યાતમાં ઇંડું ચડાવીયું, નરસૈયાને અભેદાન દીધું. તું શાનો.

### પદ ૫૮ મું.

ભુંગળ ભાગિયે રાય દામોદરા, ઉઠ જદુનાથ દેવાધિ દેવા;
રાય મંડળિક મદ ભર્યો એમ ઓચરે; નરસઇયા નાગરની સાચી સેવા. ભોગળ.

ભક્ત પાલક દયાળ દામોદરા, દાસ નરસઇને શરણે રાખો;
પતિત છે મુજને પુરણ તાહરી, નાગરા સાથે હરિ નેહ દાખો. ભોગળ.
નિશદિન નરહરિ નામ રૂદીયે વસો, પતિત પાવન તારૂં બિરદ કહાવો;
ગ્રાહ થકી તમે મુકાવીયો, તેમ નરસૈંયા નાગરને મુકાવો. ભોગળ.

પદ ૫૮ મું.

શ્રીકૃષ્ણ કૃપાનીધી કેશવા શ્રીહરિ, હું અનાથ તું નાથ કહીએ;
મંડળિક હારને પેરે પેરે પરજાવે, છબિલા વિના શરણ કોને જઇએ. શ્રીકૃષ્ણ.
સંસારે પરહરી નામ તાહરૂં જપું. તો પ્રભુ કાં પેરે પેરે પીડે
અંતરગઢ અવિલોકને શામળા, તુજ વિના રૂદીયાસુ કોણ ભીડે. શ્રીકૃષ્ણ.
માહરા મનમાં હરખ પુર્ણ છે, તો માહરૂં દુઃખ પ્રભુ શે ન જાણે;
ભણે નરસઇયો પુરણ પ્રીતજ માહરે, મંડળીક મુજને મારે વાણે. શ્રીકૃષ્ણ.

પદ ૫૯ મું.

સાહ્ય કર શ્રીહરિ દીન જાણી કરી, સન્મુખ થઇને તું જોને આજ,
અમો નાગર જયાહરે હઠ કરી બોલશું, નહીં રાખું ત્રીકમ તારી લાજ. સાહ્ય કર.
ગોકુળમાંહી તું ગાળો ખાતો ફરે, નવનીત આહીરનાં લેતો ચોરી;
ચંચળ ચોર શું મુખ નથી બોલતો, અમો લાજ રાખું તોરી. સાહ્ય કર.
અલ્યા બહુ પેરે ગોપીને લાડ લડાવીયાં, અન્ન આહીરનાં લેતો ચાખી;
નટવાપણે રંગ ભોગ લીલા કરે, તે નાગર નરસઇયો રહ્યો છે સાંખી સાહ્ય કર

પદ ૬૦ મું

મોગરડે શું મોહી રહ્યો શામળા, તોર આપે તો તાહરી ખ્યાત વાધે;
નાગર તાહરૂં નામ ગાતો હતો, ત્રીકમ તુને કોઇ નવ આરાધે. મોરગડે.
સર્વ જાતીતણા લોક ટોળે મળ્યા, જેહની સહાય કરશો તેહની થાશે;
મૃત્યુને ભયે નરસઇયો બ્હીતો નથી, તાહરો જશ જગદીશ જાશે. મોરગડે.
રજની સઉ વહી ગઇ લાજ રાખી નહિ. જ્યોત ઝાંખી થઇ જાય દીવા;
કેશવા કંઠથી માળ અળગી કરો. પ્રેમે આરોપો નરસઇને ગ્રીવા. મોરગડે.

પદ ૬૧ મું.

હારને કાજે શું હઠ કરે શામળા, જાચવાને તોરી પાસ આવ્યો.
રાધીકા સંગ તું વાત બેઠો કરે, શું વહાકુંઠેથી તું રે લાવ્યો. હારને કાજે.
તાહરૂં નામ વિશ્વંભર ધર્યું તે વરાસિયે. નંદના છોકરા તું છાશ પીતો;
ઓઢતો કાંબળી હાથમાં લાકડી, ગાવડી ચારતો વન રહેતો. હારને કાજે.
મારે માઇ તું તાત તું ભ્રાત તું ભુધરા, તુજ વિના દુઃખને તે કોને કહિયે;
ભણે નરસઇયો તારા ગુણ ગાઇ જીવીએ, એકલા ભુતળમાં કેમ રહીયે. હારને કાજે.

પદ ૬૨ મું.

આલ્યને હાર સુત નંદ વસુદેવના, આજ ને અદ્યાપી તારે લાજ થોડી;
કંસના ભય થકી નાશી ગયો, રહ્યો આહીર શું પ્રીત જોડી. આલ્યને
તારી ગરજ માટે માબાપ તેં બે કર્યાં, સુર ને અસુર મુર્તિ સર્વ જોતાં;
કંસનો વધ કર્યો કારજ તારા સર્યો, માબાપ મેહેલ્યાં તેં વિજ રોતાં. આલ્યને.

ભકિત કરતાં તું આહિરનો નવ થયો, તો મુને હાર કેમ આપે.
ભણે નરસઇયો રજનીરે થોડી રહી. આલ્ય તસ્કર મુને શું સંતાપે. આલ્યને.

પદ ૬૩ મું.

ઉઠરે અટપટા નથી બોલતો લટપટા, લંપટા લાજ તારી જ જાશે,
વ્રજપતી રંગમાં કેવલ ઘટા કરે, તુજ વિના વારે તે કુણુ ધાશે. ઉઠરે.
ઉઠ તું અરવડી શું બેઠો હરબડી, ગાંઠ ધાડી પડી મુજ સાથે.
ભકતવત્સલ કહાવે તે ફોગટ ગયું, લાજ સેવકની તુજ હાથે. ઉઠરે.
જીવ ણારો જગમગે અંગ મારૂં ફગમગે, નેત્ર જોવાને રૂપ.
નરસૈયો ડગમગે લોક સઉ ચગમગે, કોપીઓ મંડળિક દુષ્ટ ભુપ. ઉઠરે.

પદ ૬૪ મું.

બોલને શામળા આવડા શા આબળા. કમળામાં ઘણું મન કેમ રાખે,
કોટિ બ્રહ્માંડપતિ ઝાઝું શું કહું કથી. વાલા વિસારી મને કેમ નાંખે. નવ મેલે.
ગજને ઉગારીયો ગિરીવર તોળીયો, મારિયો રાવણુ લંક ભુપ,
રંક હું હારિયો કોણે તુને વારિયો, વારીયો મોહી રહી નીજ રૂપ. નવ મેલે.
મુક રે મરકટા જોઇ તારી છટા, અટક અંગ સુકાશે વાલા.
નરસઇયો વિનવે પ્રીછવે શામળા; નઠોર ન થઇએ નંદલાલા નવ મેલે.

પદ ૬૫ મું.

ખરેખર કાનુડા તારૂં મન ચોદશ ભમે. જાણે નાગર કંઇ દાન આપે,
અલ્યા નામ લક્ષ્મીવરા કરો લાલચ ખરા, રંકને લોભિયા શું સંતાપે; ખરેખર.
તાંદુલ લઇ સંઘ વિપ્રને મોકલી ભુવન દીધું વૈકુઠ સરખું,
મ્હારે તો દાન તું જ્ઞાન તું ભુધરા, નિત્ય પ્રત્યે તાહરા ચરણુ નિરખું. ખરેખર.
મન મોટું કરો હાર કંઠે ધરો, હરખિને વેહેલા મંડપ આવો,
ભણે નરસઈયો રજનીરે થોડી રહી, દુષ્ટ બંધન થકી મુજને મુકાવો. ખરેખર.

પદ ૬૬ મું.

સદા તું દયાળ હું દીન દામોદરા, હે દીનાનાથ જોને વિચારી;
ચરણને શરણુ આવ્યો કૃપાનાથ તાહરે, કરો સંભાળ ગોપાળ મહારી. સદા.
સુણુ હે લાડકા દેવકી બાળકા, વિશ્વપાલક એવું બિરૂદ તારે;
એવું જાણી ઘટે તેમ કરો ત્રીકમા, અવર કો અધિપતિ નહિ રે મારે. સદા.
જો મ્હારા કરમને ભાળવીશ ભુધરા, તો પતિત પાવન તારૂ નામ જાશે.
છાંડતાં તો નથી છુટવું શામળા, છાંડતાં તો ઉપહાશ થાશે. સદા.
દુષ્ટ ભાવે થકી તે હણી પુતના, જમદુતના પંથથી તે નિવારી;
મામકી નાર કીરતન કરી ઉધરી. તું વિના શરણુ કુણ કરે મોરારી. સદા.
તારા નામથી દ્રૌપદીને અંબર પુરીયાં, દ્રૌપદ પામિયો અચળ આગે;
તેમ તારા નામનો નરસઇયો જપ કરે, રાખ્ય શરણે તુને લાજ લાગે. સદા.

પદ ૬૭ મું.

દેવ ભકતનો ઇશ્વર ઘણું કાહાવે સદા, તાંદળાનું દાન તુને કેમ ભાવે;
વિપ્ર સુદામાને નવનિધ આપી તેં, માહરી આગળ કેમ નાવે. દેવા.

હવડાં કૃપણ થયો જાણતો શે નથી, સદા સેવક જન પ્રતિરે પાલ;
નાશિને ખુણે જઇ પેઠા શું શ્રીહરી, તેહ તણાં બળ માન મોડયાં; દેવા.
શિશુપાળ જરાસંધ કંસ નરકાસુર, તેહ તણાં બળ માન મોડયાં;
પુતના અઘાસુર કેશી બગાસુર, વેર ભાવે તેના બંધ છોડયા. દેવા.
ભકિત ભાવે જેણે તુજને ઉપાશિયો, ગર્ભવાસ તે ન આવેરે વળતો;
ભણે નરસઇયો હું ભાવથી વરણવું, રખે ત્રીકમ મુને રાખો ટળતો. દેવા.

પદ ૬૮ મું.

કેટલાએક મળી વાત એવી કરે, દુષ્ટ બોલે મુખ વચન વાણી,
કામણ મોહન કંઇ એક એકને, મંત્ર ભણી એણે આણ્યું પાણી. કેટલા.
મંત્ર જંત્રની વાત જાણું નહી, કૃષ્ણ મેં કદીયે ભાખ્યો;
પ્રલ્હાદ કારણ સ્થંભમાં પ્રગટીયા, બાળક ધરૂવને અવિચળ રાખ્યો. કેટલા.
ચાર પદારથ સુદામાને આપીયા, તીમીર ફેડી ત્રીલોચન કીધો;
અમરિષ રાજા ઉગારીયો શાપથી, ચક્ર ધરીને હરી શરણ લીધો. કેટલા.
વેવાઇયે મન વીચાર એવો કરી, મામેરાની ટીપ આપી માંડી;
ત્રણ સહસ્ત્ર સાડલા ત્રણ સહસ્ત્ર કાપડાં, ત્રણ સહસ્ત્ર ચુંદડી ચાર સાડી. કેટલા.
ત્રણ સહસ્ત્ર ચોળી કસબ કિનખાબની, રંગ જુદા ને સોભીત તાજા;
સાણુ ચણિયા બેઉ ખટ સહસ્ત્રજ મલી, નહી નુકસાન કંઇ સર્વ સાજા. કેટલા.
તેણે સમયે વેવાઇએ એવું કહ્યું, તમ પુત્રીની સહુએ હઠ માંડી;
સહસ્ત્ર બે ચાર રૂપૈયા લે ઉછીના, નહીતર રાતમાં જાન છાંડી. કેટલા.
દીકરીનું લે તે તે તો કુંભીપાકે પડે, હોંસે હળાહળ કોણ ખાયે;
લક્ષ્મીનો નાથ લજ્જા મહારી રાખશે, મામેરે કર્યો વીના નહીરે જાયે. કેટલા.
તે વેળા નાથજી લક્ષ્મીજી લેઇને, પ્રીતે પ્રભુજી મહારી લાજ રાખી;
નરસઇયો વિનવે હાર આપો હરી, દાસનાં દુઃખ કેમ રહ્યા છો સાંખી. કેટલા.

પદ ૬૯ મું.

કોણ આગળ જઇ વિનવું વીઠલા, શ્રીપતી લાજ રાખોને મ્હારી;
દ્રોપદી લાજને કાજ આવ્યા હરિ, દુઃખ પામી નહીં દાસી તમારી. કોણ.
પ્રગટ થાઓ પ્રભુ ભુતળ ભુતરા, નરસઇના નાથ એવું બિરૂદ કહાવો;
સેવકનું સંકટ ટાળીએ ત્રિકમા, તો તહમે કાનજી ભલારે ભાવો. કોણ.
લોક દેખે સહુ દુઃખ દે છે બહુ, મંડળીક મહદભર્યો મુઢ પાપી;
નરસઇના સ્વામી જેમ ઘટે તેમ કરો, લાજ રાખી નાંખો બંધ કાપી. કોણ.

પદ ૭૦ મું.

શ્રવણે સુનો થયો શામળા શ્રીહરિ, લક્ષ્મીનાથ શું નિંદ્રા આવી;
બિરૂદ મોટું વહ્યું પતિત પાવન તણું, શરણ આવે તેની બાંહ્ય સાહી. શ્રવણે.
દુષ્ટનાં દુષ્ટથી રાખ્ય રમાપતિ, તમ વિના મારે નહીં અવર સ્વામી;
હરિજન લોકને મન આનંદ બહુ, અવર કોને કહું શિશ નામી. શ્રવણે.
ફુલની માળ તે અધિક તુને વશી, વીસર્યો નાથ હું મન તારે;
નરસઇના સ્વામી જેમ ઘટે તેમ કરો, લાજ રાખી નાંખો બંધ કાપી. શ્રવણે.

## પદ ૭૧ મું.

દયા આણ્ય દામોદરા દાસની, તુ રે મારા ધણી વિશ્વ જાણે
પ્રગટ થયું નામ તે તું થકી શામળા, વિઠલા વિનંતી મન તાણે દયા.
મારે મંત્ર તું જંત્ર તુ ધ્યાન ધરણીધરા મિત્ર મોહનવિના નહી બીજો
હાર આપ્યા વિના લાજ કહો કેમ રહે દીન દેખી પ્રભુ શે ન રીઝો દયા।
સાર કીધા વીના નેટ નથી છુટવું જે તારા ચરણની આશ આપી
નરસઇયાના સ્વામી માન માગી કહું દેહ દામોદરા તુજને સોંપી. દયા.

## પદ ૭૨ મું.

પરણીને પારકે હાથ શું ભાળવી, લાજ નાવેરે કંથ કેમ તુજને
કોટી અજબ અપરાધ ક્ષમા કરી મેહેર કરી પાસે રાખો મુજને પરણીને
દાસને દાસીનાં દુખડાં કાપવા ધાઇને જાઓ છો એક શ્વાસે,
આજ અલબેલડા અરજ સુણતા નથી છુટકો નથી છબીલાજી નાસે, પરણીને
જેવી તેવી દાસાની લાજ તો નાથને, પ્રીયતમજી કેમ પ્રીત તોડી,
પ્રાણ જાશે તોય અવરને નહિં ભજું હઠીલા કહું છું બે હાથ જોડી, પરણીને
સોળ સહસ્ત્ર એકસો આઠ સ્ત્રી તાહરે તેમાં એક અધિક હું દાસી તારી,
નરસઇના સ્વામી શું કહું તુંજને હાર આપી સાહ્ય કરને મહારી, પરણીને

## પદ ૭૩ મું.

વિશ્વપાળ કરૂ વિનતી વિકળતા, તુજ વીના દુખ બીજુ કોણ જાણે,
વલેવલતાં વિલપતાં વીતી ગઇ જનમની, નીકમા નિંદ્રા શું તજશો વહાણે. વિશ્વ
રોકયો શું રાધીકા કહ્યું જેહનું કરો, મુજ પર દયા હરી શે ન આખે,
આવડી હઠ પ્રભુ નવ ઘટે તુંજને તુટશે સ્નેહ ત્રિકમ તાણે, વિશ્વ
આ અવસર નહી સાચવો શામળા તો તાહરી કીરતી કોણ વખાણે,
હાર નહિ આપો તો નરસઇને મારશે, રાડ લીધી મંડળીક રાણે વિશ્વ

## પદ ૭૪ મું.

નંદના નંદન વાર લાગે ઘણી, દુરિજન લોકને શું હસાવે,
કોટી બ્રહ્માંડમા ન્યુન નહી તાહરે લક્ષ્મીવર તુંને લાજ ન આવે. નંદના,
પેરેપેરે પરણ્યું માન માગી કરી કઠણ કયાં થઇ રહયો કૃષ્ણ કામી,
કપટ ભાવે ભજ્યો તોય તુજને હરિ સાર સંભાળ કર જગત સ્વામી. નંદના,
કોણ વેળા થઇ હાર આપે નહીં, સાંભળ શામળા વાત માહરી,
નરસઇના સ્વામી માહરે દુખ નથી, મારતા લાજ જાશેજ તાહરી, નંદના.

## પદ ૭૫ મું.

પ્રથમ પ્રીત માંડી હવે શું રહયો શામળા, ન્યુંન તાહરે હરિ શી છે આજે,
કંઠમાં કુસુમની માળ તું અહી રહયો, તે કહો કૃષ્ણજી શાને કાજે, પ્રથમ,
સાચી ભકિત કરૂં લોક જુઠો કહે, કેમ તજી કાનજી નાશી જાઓ,
નાથજી તું વડો મંડળીક મદ ચડયો વારે વિશ્વંભર હે વેલા ધાઓ. પ્રથમ,
મેલ્ય માયા હવે પુષ્પના હારની, વાર લાગે ઘણી વિશ્વનાથ,
નરસઇયાના સ્વાની આશા તાહરી ઘણી, મુકશો નહીં કર અઘોરે હાથ. પ્રથમ,

### પદ ૭૬ મું.

હાર મધુસુદના આજ વહાલો થયો, રાખી ફ્દેમાં થયોરે સાંસો;
હાર માંહે હીર હસે શામળા, લોભી લક્ષ્મીવરા તે વિમાસો. હાર મધુ.
મંડળીક ઉપર કરૂપા કીધી ધણી, દાસ પરથી દયા તેં ઉતારી;
સંકટનો સાથિ નહિ તુજ વિણ શામળા, હે દિનાનાથ મુકો ન વિસારી. હાર મધુ.
ભકતવત્સલ એવું બિરૂદ તાહરૂં હુંરે વળગી રહ્યો તેહની આશે;
પતિત પાવન હરિ નામ છે તાહરૂં વિપત પડે હવે શું વિમાસે. હાર મધુ.
વાંક નહિ વિઠલા તમતણો તો રતી, પીડા પામું હરિ મુજ પાપે;
ભણે નરસઇયો મુને મંડળિક મારશે, જીવતો રહું જો હરિ હાર આપે. હાર મધુ.

### પદ ૭૭ મું.

હાર હઇયા વચ્ચે શુંરે રહ્યો, કૃપણ થયારે કરૂષ્ણ કાળા;
થોડીક વારનો પરૂણો પ્રભુ તાહરો, રૂંડુ ગમે તે કરો નંદલાલા. હાર હૈયા
તાહરા બળ તણી હિમ્મત માહરે, તુંરે આપીશ તે માહરે લેવો;
તાહરા મનમાં વાત કેવી હશે, દાસનો દાસ છું જેહવો તેહવો. હાર હૈયા.
મરણથી માવજી હું તો રડતો નથી, નેટ નિવારણ આ દેહ પડશે;
હાર આપ્યા વિના મંડળિક મારશે, તે અપજશ તાહરે શિર ચડશે. હાર હૈયા.
કેટલી વેળા થઇ ગરકરૂં કૃષ્ણજી, શું કહું શામળા વારે વારે;
નરસઇયાના સ્વામી આવો ઉતાવળા, તુજવિના ભકતને કોણ ઉગારે. હાર હૈયા.

### પદ ૭૮ મું.

હું જાચક તું દાતાર દામોદરા, મહારે મન એ બિરૂદ સાચું;
આપે ન આપે તોય તું ધણી ત્રિકમા, તુજ વિના બીજા કોને ન જાચું. હું જાચક
ભકત સુંદામાની સાહ્ય કરી શામળા, નવનિધિ આપી રૂઠયા મોરારી;
ચતુરભુજ તેં ચંદ્રહાસ ઉગારીઓ, કીરતી ગાય છે જગત સારી. હું જાચક.
ગુરૂ બાળક યમ સદનથી લાવિયા, અરજુન પ્રતિજ્ઞા વાચા પાળી;
બ્રાહ્મણના દસ પુત્ર હર્યા હતા, વઇકુંઠનાથ તું લાવ્યો વાળી. હું જાચક.
એવાં ઘણાં વળી બિરદ છે તાહરાં, માહરૂં દુઃખ હરિ કહુંરે તુજને;
હાર નહિં આપો તો મંડળિક મારશે, નરસઇયો કહે હરિ રાખ મુજને. હું જાચક.

### પદ ૭૯ મું.

વાર થઇ વિઠલા વેગે વારે ચડો, નાગરી ન્યાતમાં હાંસી થાયે;
ભકત ઉદ્ધારીયા અનેક આગે હરિ, તમ વિના કાનજી કોને કહેવાયે. વાર થઇ.
દ્રોપદી કાજ વેગે ધશી આવીયા, પુરિયાં ચિર અનેક ભાતે;
રાખિયે લાજ કરો કાજ હરિ અમ તણું, વિલંબ ન કીજે પ્રભુ એજ વાતે. વાર થઇ,
જાગ્ય તું જદુપતિ સદાવ શ્રવણે સુણી, પ્રગટ થઇ પુત્રીને માન દીધું;
છાબ છાયલ ને ચીર બહુ નવનવાં, પુર્યાં પિતાંબર કાજ સીધ્યું, વાર થઇ.
જય હરિ જય હરિ હાર આપો મુને, કેશવા કીરતી રહે જગમાં સાચી;
નરસઇયો નમિ નમિ કહે વહાલા તુજને, જન્મોજન્મ તહારી ભકિત જાચી. વાર થઇ.

## પદ ૮૦ મું.

( રાગ મલ્હાર અથવા સામગ્રી રાગના પ્રભાતમાં પણ ગવાય છે.)

જીરે ચોદશ જોઉં તાહરી વાટડી, માહરો નાથ આવે;
મંડળીક ખડક કાઢી રહ્યો, મુને કોણ મુકાવે. જી૦
હઠીલાજી હઠ મુકીએ, હાર આપીએ મુજને:
માર્યાં પછી મારા નાથજી, લાજ લાગશે તુજને. જી૦
જીરે ગજ કારણ ગરૂડ સાંડીએ, અણું એણુ ઉજાણા;
નરસઇયાને હાર આપતાં, આવડું શું રે રીસાણા. જી૦
જીરે વામન રૂપે બળી છળ્યો, ધરા ત્રણ પદ કીધી;
ઇંદ્રનું ઇંદ્રાસન રાખવા, સીધ બળનેરે દીધી. જી૦
જીરે મોસાળું કીધું ભલુ, અર્થ ગાંઠિરે નહોતો:
લક્ષ્મીજી લેઇ પધારીયાં મુને કીધો સમોતો. જી૦
રામા શું રંગે રમો, પ્રભુ મુજને વિસારી;
છબીલાજી તમ કંઠથી હાર આપો ઉતારી. જી૦
નરસઇયો વિનતી વિનવે દામોદર સુજાણ,
તમે હઠે નથી બોલતા, મંડળીક અજાણ. જી૦

## પદ ૮૧ મું

વિધી વિચારી પ્રીતડી, જોને સારંગ રાતો;
હાર નહી આપો તો મારશે, મંડળીક મદમાતો, વિ૦
કામી થયો તું કેશવા, મને પરભવે પાપી;
લોભી રયો લક્ષ્મિવરા, પુતના તેં સંતાપી. વી૦
મારી વારે ચડોને વિઠલા, નહિ તો પદ તુજ જાશે:
નરસઇયાને મંડળીક મારશે, તારા ગુણ કોણ ગાશે. વી૦

## પદ ૮૨ મું.

મહા હઠીલો મુખથી ન બોલે, જુઠડો છે જદુનાથ;
ધુતારા ધરણીધર જાણ્યો, અટકયો ન મુકે વાતરે૦ મહા૦
ગોકુળમાં તું થયો ગોવાળો, નવનીત કેરો ચોરરે૦
ભલી ભગત સવરીનાં એણે , જુઠાં પાસ્યાં બોરરે મહા૦
પરાધીન થઇ પેટ ભરતો, લેતો ગુજરીનાં ધ્યાનરે;
નરસઇયા સાથે હારને કાજે, આવડું શું અભીમાનરે. મહા૦

## પદ ૮૩ મું.

મહા હઠીલો મુખથી ન બોલે, શામળો મહા કજાતરે
ધુતારો ધરણીધર જાણ્યો, આહિર જાત તમ જાતરે. મહા૦
ચંચળ લંપટ ચાડી ખાતો, સઘળે કરતો ચોરરે;
ગોકુળમાં ગીરધારી રહેતો, નવનીત કેરો ચોરરે. મહા૦
તું ગુજર ધનાઇને ઘેર જાતો, ત્યાં તું ટાહાડો ઢુગરો ખાતો;
ધનાઇ બાંધતી ઝાડે તાણી, ત્યાં હું મેલાવતો સારંગપાણી. મહા૦

તે વેળા સંભાળો વહાલા, દયા મનમાં આણોરે;
મહારાજા મોંઘા નવ થઇએ, મને પોતાનો કરીને જાણોરે, મહા હઠીલા.
મ્હારે રૂડે તહારૂં રૂડું, મ્હારે ભુંડું તહારૂં ભુંડું રે;
મ્હારી પત્ય જાતાં તહારી પત્ય જાશે, ત્યારે ગોકુળમાં કેમ રહેવાશેરે. મહાહઠીલા.
લોકો સહુ વરવી બોલે છે, ઢાંક મારાં કે ઉઘાડું તારાંરે;
નાગર બરડક બોલા કહિયે, તે તમો નવ આણો હૈયે રે. મહા હઠીલા.
અખુભાણુ સુતાએ પકડી રાખ્યો, તુજ વિણ કુણ કરે સહાયરે;
નરસઇયાને હાર નહિ આપો તો, તે વિના જશ કુણ ગાયરે. મહા હઠીલા.

## ( નરસૈ મહેતો પોતાની પુત્રી કુંવરબાઇને કુહે છે. )

### પદ ૮૪ મું.

સાસરે પધારો રે મ્હારી કુંવરી રે, વિપરીત વેદના રે વિચાર;
પીયર તમારૂં રે પુત્રી ઢુંકડું રે, છે શ્રી ગોકુળમાં પરિવાર. સાસ૦
હરિગુણ ગાતાં રે ઘડપણ ગાળજોરે, સતસંગે કરજો વળી સુવિચાર;
રૂદન ન કરશો રે રૂદિયાં ફાટતે રે, નથી કોઇ આંસુનું લોનાર, સાસ૦
મારે તો નિરધનને રે પેટે તું પડીરે, કાંઇ ન પાતી તું તો સુખ;
નઠોરને નિત્યેરે નટ નીગરતણીરે; ઠામ ઠામ દીધાં છે બહુ દુઃખ. સાસ૦
એમ ન કીજે રે મારા તાતજી રે, રાખો શ્રી નાથજીશું નેહ;
વ્હાર ઘણી કીધીરે એણે શામળેરે, તે આજે કેમ દેશે છબીલાજી છેહ. સાસ૦
જેણેરે મામેરૂંરે હરિયે પહેલાં કર્યું રે, રાખી દુષ્ટ સભામાં વળી લાજ;
હુંડીને શિકારીરે હરીએ હેતશુંરે, તે હાર આપશે શ્રી મહારાજ. સાસ૦
સાસરીયે જઇને રે હવે શું કરૂં રે, જ્યારે રૂઠયા સારંગપાણ;
તમને જ્યારેરે મંડળિક મારશેરે, ત્યારે અમે તજશું અમારારે પ્રાણ.

### પદ ૮૫ મું—[ માનબાઇ કહે છે. ]

આધારને હુંતોરે હરિ મુને તારોરે, અમો અબળા દુરબળ નાર,
પ્રીતલડીને હુતીરે પેલા ભવ તણીરે, તે ત્રિકમજી મેલીરે વિસાર. આ૦
પટકુળ પ્રેમદાનીરે પ્રીતે પુરીયાંરે, રાખી દુષ્ટ સભામાં વળી લાજ;
દીન જાણીનેરે અમને કાં કરોરે, મેહેતાજીને મુકવાનો મહારાજ. આ૦
ગ્રાહને થકીરે ગજ મુકાવિયોરે, વારે તમે ધાયા અડવાણે ચર્ણ,
દાસનાં દોહલાંરે તમે સહી નવ શકોરે, શું સુતા છો અશર્ણ શરણ આ૦
સોરઠને સઘળુરે હરજી હસાવીયુંરે. હારને ઘણી લાગી વાર;
હળવાને પડયારે સહુ હરખે ભર્યારે, વાર્યું નહિ કીધું નંદ કુમાર. આ૦
ગુણલા સાંભળીનેરે પ્રભુ સહી નવ શકોરે, એકલા શો કરશોરે વિલાસ;
દીન જાણીને અમને દયા કરોરે, પુરો અમ અબળા કેરી આશ આ૦
વિનંતી અમારીરે સ્વામી તમે સાંભળોરે, હોજી તમે ભકતવત્સલ ભગવાન;
કર જોડીનેરે કરે છે વીનતીરે, માનબાઇ માગે છે રે માન. આસ

### પદ ૮૬ મું.—[ માનબાઇ કહે છે ]

દામોદર દીનરે દરશન દીજીયેરે, વહાલા તહારો મહેતાજીરે દુભાયઁ;
જન્મો જન્મનોરે દાસ તહમારો, શામળીઆજી કીધી છે બહુ સહાય. દામો

નરસઇયાને રે મંડળીક મારશે રે તમે પોઢોડયા રાધાજીને ઘેરઃ
ગોપીયોની સાથેરે વહાલા રંગે રમો યે સ્વામી તમ સેવાની તમ સેવકની શી પેર; દામો
પ્રીતલડીના બાંધ્યારે પ્રભુજી પધારજોરે આવોજી રમીએ રાસવિલાસ;
મોગરાની માળારે લેતા આવજોરે પુરો અમ અબળા કેરીરે આશ. દામો,
બ્રહ્માંડ તો ભડકીરે અમો ભુલાં પડયાંરે પામ્યાં શ્રી ગોકુલમાં તો ઠામ,
નરસઇયા સાથેરે લઈ રહયા રૂશણુંરે, તેમાં નહી સરે શામળીયાજી કામ, દામો.
વૃંદાને વનમારે લાડવીયાંરે, તેવી પ્રભુ પુરો અમારીરે આશ,
વિઠલજી વિનતીરે શે નહી સાંભળોરે અમો હરિ છીએ તમારારે દાસ. દામો,
દીન જાણીનેરે અમને દયા કરોરે નરસઇઓ મુકે છે રે માન,
એ છે વિનંતીરે રતનબાઇની રે શામળીયાને કરે છે રે સાન. દામો.

પદ ૮૭ મું. ( કહાનબાઇ કહે છે )

શામળીયા સ્નેહી અમઘેર આવજોરે, કહુ મારા મનડા કેરી વાત,
મંદીરે પધારોરે મોહન મલપતારે; જુવો વીતી ગઇ બધી રાત. શામ.
કોડ તો કૃષ્ણજીરે કામનીના પુરવારે આવોજી સભા મધ્યે મહારાજ;
મેહેતાજીનેરે મંડળીક મારશેરે, લક્ષ્મીવર જાશે તમારીરે લાજ. શામ.
હાર ન આપ્યોરે અતિ હળવાં પડશોરે, તેહ તમને કેમ ગમે છે નાથ,
વિનંતી કરીનેરે કાન તમને કહુંરે, બુડતાનો આવી ઝાલો હાથ શામ.
પ્રિતલડી બંધાંણીરે પ્રભુ તમથી ઘણીરે, અમો બીજા કોની કરીયે આશ:
વેળા તો વીતીછેરે જાગી જુવે જાદવારે; આસનથી ઉઠો શ્રી અવિનાશ, શામ,
વિલંબ કર્યાથીરે વાત વણશી જશેરે; પ્રિતમજી પધારોને આ વાર,
કાનબાઇ કહે છે રે મોહનજી માનીયેરે, હરિ મારા નોંધારાના આધાર. શામ.

પદ ૮૮ મું. ( કાન બાઇ કહે છે, )

મારા જીવણજીરે જદુપતી જાદવારે, વિનંતી સુણોને વિશ્વાધાર,
શરણુ તમારેરે છું હું શામળારે, તોયે વાહાલા કેમ કરો છો વાર. મારા.
સભા સહુ દેખતાંરે હાર હરિ આપીયેરે, બિરદ પાળોને પોતાનું શામ;
ગરીબ ભગતનીરે વાર પ્રભુ કીજીયેરે, મેહેતાજીની માનવી પુરી હામ, મારા.
ગોકુળમાં ગિરધારીરે રક્ષા કરી ગાયથીરે, ગોપીઓને ઘણાં લાડાવ્યાં લાડ,
તેમ મહેતાજીનીરે આશા પુરીએરે અબળા માનુ તમારોરે પાડ. મારા.
જગમાં જનમીરે અમો ભુલાં ફર્યાંરે, નિત્ય ભકિત કરીને પામ્યાં ઠામ,
બાંહ્ય ગ્રહયાનીરે લાજ બધી નાથનેરે, પ્રિત કરી તમશું સુંદર શામ. મારા.
તમારે જગતમાંરે ભકતો અનેક છે રે, અમારે તો એક તમે ભગવાન,
કાનબાઇ કહે છેરે પ્રભુજી પધારીયેરે વાલાં હાર આપીને રાખો માન. મારા,

પદ ૮૯ મું. ( સુરસેના કહે છે )

શ્રીજી મહારી વિનંતી તમે સાંભળો સારંગપાણરે
સંકટ તમને શું કહું વાલા, તમો છો ચતુરસુજાણ શ્રીજી મહારી
દાસને દુઃખ છે દોહલાં તે કેમ સહો છો મહારાજરે;
વિલંબ ન કીજે વીઠલા, હવે ગઇ સેવકની લાજ શ્રીજી મહારી

અમો હળવાં પડ્યાં દામોદરા, તો તારા ગુણ કોણ ગાયરે;
બીરૂદ ન પાળો ભુધરા તો અમે કેમ જીવાયરે; શ્રીજી મહારી.
સજ શે ન થાઓ શામળા તમે ભોગળ લાગો આજ રે;
અમ વિના તમે એકલા, પ્રભુ શો કરશો વિલાસ રે;
પરસ્પર છે કાનજી અમને તમારી આશ રે. શ્રીજી મહારી
જળહળના છો શામ સુંદરવર અમો છું તમારી નારરે,
તેહ વીના નારી કેમ રહે, કંઇ કરો મન વિચાર રે શ્રીજી મહારી
સ્વામી સ્યે નથી જાણતા મન ઉતારોને રીસ રે,
અપરાધ અમારો ક્ષમા કરો નામે સુરસેના શીશરે શ્રીજી મહારી
અમો અબળા તમને નમું, અમને કરો પસાય રે,
નરસઇયાને ઉગારી લીજે, ત્યારે હસીયા વઇકુંઠરાય રે. શ્રીજી મહારી
સુંરસેનાની વીનતી સાંભળી દામોદર રાયરે;
આસનથી હરિ ઉઠીયા, દાસને કરયો પસાય રે શ્રીજી મહારી

## પદ ૯૦ મું

સુરસેનાની વિનતી જાણીરે, આસનથી ઉઠ્યા સારંગપાણી રે;
જળહળતા બ્રહ્મ તે આવે રે, સખી હરખ ધરીને વધાવે રે. સુરસેનાની.
સઘળી બાઇને બીડી આપી રે, રીસે બળ્યા તે સઘળા પાપી રે:
નવ જાણે નરસઇયો વિચાર રે; આવ્યા મંડપમાં મોરાર રે સુરસેનાની.
મુખે બોલ્યા તે શ્રી જુગદીશ રે, નમી સર્વ સખીને શીશ રે;
તમારી સ્તુતી સ્હી નવ જાયરે, એમ બોલ્યા તે જાદવરાય રે. સુરસેનાની,
સર્વ સખીએ દીધું આલિંગન રે દીન બોલ્યા જગજીવન રે,
સર્વ સખીને સમર્પ્યા હાર રે તેણે વહે છે જલની ધાર રે; સુરસેનાની
તમો વેચો તો વેચાશું રે કાર્ય તાંતણે બાંધ્યો આવું રે:
તમે શાને કરો વિલાપ રે હાર અરપું આપો આપ રે, સુરસેનાની
બ્રહ્માદીકને વશ નહી થાઉં રે; વેદ વિદ્યા હોએ ત્યાં ન જાવું રે,
એવું બોલ્યા શ્રી જુગદીશ રે, નામી સર્વ સખીને શીશ રે. સુંરસેનાની
જેને મન ઘણો અભિમાન રે ત્યાંથી દુર સદા ભગવાનરે;
હું તો સત્ય વચનજ ભાખું રે, હું તો લજ્જા સેવકની રાખું રે. સુરસેનાની
તમે જેરે માગો તે આપું રે, તમ વચન કદી ન ઉથાપું રે;
તમને કહુ વીસ્તારી વાત રે, મેહેતાજીની વધારૂં ખ્યાત રે. સુરશેનાની.
માટે કહોને કેદારો ગાયરે તે વિના નહી હાર અપાય રે,
હું તો જઇ બેસું આસન રે, સત્ય માનજો મુજ વચન રે. સુરશેનાની.
તમો પ્રાણ થકી છો પ્યારા રે ક્ષણ એક ન મુકું ન્યારા રે,
એમ બોલ્યા દામોદર રાય રે સહુ સખીઓને હરખ ન માય રે. સુંરશેનાની

## પદ ૯૧ મું.

સખીયોરે જયારે હરખજ પામી ત્યારે રીઝયા સારંગપાણીજી,

હસી હસી વચન શ્રીમુખ બોલ્યા, ધન્ય ધન્ય વધામણુત વાણીજી. સખીયો.
કુંવરબાઇ કહે કર જોડી, સાંભળો મારા તાતજી;
દામોદર રાયને ઘણો વહાલો, છે કેદારો સાક્ષાતજી, સખીયો.
ગીરીવરધારી ને કુંજવિહારી, તે સાથે છે હોડજી;
દામોદર શું પ્રીત બંધાણી, તે રાગ કેદારાની જોડજી. સખીયો.
મેહેતાજી મન સ્થિરરે કરી રાખો, નહી મુકે નાથ તમારોજી;
દામોદર રાયને ઘણો વહાલો છે, તે ગાઓને રાગ કેદારોજી. સખીયો.
મેહેતાજી કહે પુત્રી મ્હારી, દેવાળીયા કહેવાઇયેજી
સાઠ રૂપીયે ઘરેણે મુકયો છે, માટે કોનો કેદારો ગાયેજી. સખીયો.
ધરણીધર મેહેતાજીને મંદીર, ખત લખીને આપ્યુંજી,
તે રૂપીયા આપ્યા વિના, જો ગાઉં તો જીભ કાપુંજી. સખીયો.
અટક સાંભળી મેહેતાજીની, સમરથ સારંગપાણીજી;
કેદારો મુકાવા ચાલ્યા, પ્રીત પુર્વની જાણીજી. સખીયો.

પદ ૯૨ મું.

કેદારો મુકાવાને ચાલ્યા, તે ભક્તવત્સલ ભગવાન સ્વરૂપ;
ધરણીધર મેહેતાજીને મંદીર, લઇ ચાલ્યા મેહેતાનું સ્વરૂપ. કેદારો.
ધન આપી ખત માગીરે લીધું, મેહેતાનો મહીમા વધાર્યોરે બહુ;
ધરણીધર નાગરને ઘેર, એક અપાંગળી હતીરે વહુ કેદારો.
તેને ઘેલી કહીને સહુ કો બોલાવે, તેને મંદીર પધાર્યા ભગવાન;
મસ્તક હાથ મુકીને ડોકાડી, તેનું રૂપ કીધું લક્ષમીજી સમાન. કેદારો.
એક પંથ બે કારજ કરીને, હરી આવ્યા જુનાગઢ મોઝાર;
મેહેતાજીને ખોળે ખત નાખ્યું, અંતરીક્ષ રહીને દેવમોરાર. કેદારો.
તેરે શ્રીપાતે સરવે દીઠું, મંડળીક પાસે માગે માન;
નરસઇયો ઇશ્વરનો સેવક, કહ્યું કરો હકીકા રાજન. કેદારો.
અન્યો અન્ય સહુ વાત કરે છે, ખત આપ્યું દામોદર રાય;
નરસઇયાને મંદીર મોકલો, નહિ તો આપણો મહિમા જાય. કેદારો.
તળાજેથી તતક્ષણે આવ્યો, કહે ધરણીધર સાંભળો રાય;
હરીના જન હરી સરખા જાણો, મેહેતાજીને લાગો પાય. કેદારો.

પદ ૯૩ મું.

દ્વારિકાં પોહોત્યા કમળાપતિ, રામાનંદ પ્રત્યે કહે વીનતી;
તમે જુનાગઢ લગી વેગે જાઓ, નરસઇયા નાગરને કરો પસાવો. દ્વારિકાં
આવ્યા રામાનંદ સભા મોઝાર, એવે ધરણીધર કહે વીચાર;
મેહેતાને રૂપે આવ્યા ભગવાન, અપંગ વહુ કીધી લક્ષમી સમાન. દ્વારિકાં.
ગરથ આપી ખત લીધું હરિ, ધરણીધરે વાણી ઓચરી;
શ્રીપતિ સાંભળી દિલગીર થયા, મંડળીકરાય વીચારી રહયા. દ્વારિકાં.
અન્યો અન્ય વારતા ઓચરે, વધાવણુ સાથે દવેષ કોણ્ કરે;

વૈષ્ણવંત ગંગોદક ભર્યો, નરસઇયો નાગર વઇષ્ણવ ખરો. દ્વારીકાં.
ગાયે રત્ન ગળાણું રાય, રત્ન જડે તે જીવે ગાય;
એવી પ્રીત દામોદર ક્યાંથી કરે, ભાગી ભોગળ હાર કંઠે ધરે. દ્વારીકાં.
તે માટે મેહેતાને મોકલો ઘેર, બ્રાહ્મણ શું નવ કીજે વેર;
વેર કીધે નવ થાયે ભલું, તે માટે કહીએ એટલું. દ્વારીકાં.
એમ સભાજન સરવે કહે, તે તો મંડળિક સરવે લહે;
પ્રલંબ પ્રધાન વિચારે પેર, નરસઇયાને મોકલી ઘેર. દ્વારીકાં.

પદ ૯૪ મું.

રામાનંદ સન્યાસી એણીપેર કહે, એ કથા અધવચ નવ રહે;
કોઇ કોઇની કુડી પક્ષ કરે, તે સન્યાસી નરકે સંચરે. રામાનંદ
વઇષ્ણવ જનને નિંદે જેહ, કુંભીપાકે પડે નર તેહ;
પાંડુપુર નગર છે એક, તેમાં "નામો" ભક્ત વિવેક. રામાનંદ.
નામદેવને હરીશું પ્રીત, રામાનંદ કહે શુભ રીત;
બ્રાહ્મણે આણી મસ્તક ગાય, લઇ બાંધી સુલતાન સભાય. રામાનંદ.
નામદેવે સજીવન કરી, તુલસીમાળા કંઠે ધરી;
નામદેવ નરહરી ગુણ ગાય, આવ્યા સમર્થ વઇકુંઠરાય. રામાનંદ.
જુઠા લોક સહુ જોઇ રહયા, વઇષ્ણવજન તે સાચા થયા;
ભગત જગતને આદયથી વેર, પ્રભુ સેવકની જાણે પેર. રામાનંદ.
પ્રલ્હાદજીપર કોપ્યો તાત, વિભિષણને વીરે દીધી લાત;
અમરિષને દુરવાસા કોપીયો, ધરૂવબાલક તે વનમાં ગયો. રામાનંદ.
ત્યાં મળીયા રૂષી નારદરાય, આપી મંત્ર કર્યો વિદાય;
તેણે ધર્યું હરીનું ધ્યાન, પ્રસન્ન થયા પોતે ભગવાન. રામાનંદ.
ભક્ત જાણીને સુધ લીધ, ધરૂવજીને તો અવિચળ કીધ;
સુધનવા ઉગાર્યો હરિ, તેલકડાને ટાહાઢી કરી. રામાનંદ.
પાંચાલીનાં પુર્યાં ચીર, તે તો પોતે હળધર વીર;
માટે મહેતા તમને કહું, સંસાર ચરીત્ર હું સઘળું લહું. રામાનંદ.
હાર લીધા વીના જાઓ ઘેર, તો વઇષ્ણવની લાજ રહે શી પેર;
ભાગી ભોગળને આપો હાર, ત્રિભુવન વરતે જયજયકાર. રામાનંદ.
નિજ ધર્મનો બેલી મહારાજ, દામ દામ જનની રાખે લાજ;
રહો વિસ્વાસે આણે ઠામ, હવે ડગમગ શું આવે કામ. રામાનંદ.
મેહેતા તમારી ભકિત ખરી, હાર આપશે હેતે હરી;
રામાનંદ એણીપેરે ઉચરે, મેહેતાજી મનમાં દરખજ ધરે. રામાનંદ.
કેદારો આલાપીને ગાય, સર્વ સખીને આનંદ થાય;
જય દામોદર જય રણછોડ, નિજ ભકતના પુરો કોડ. રામાનંદ.

પદ ૯૫ મું.

મારો વાલોજી રાગ સુકાવીને આવ્યા, મેહેતો ખત વાંચીને ખુંખારેરે;
નાચે કુદે ને તાલ વજાડે, મારો લાલોજી નવ વિસારેરે. મારો.

મધુરે સ્વરે કેદારો ગાયો, મ્હારો ગોરીયો ગમાણે આવ્યોરે;
ઠમકે ઘુઘરી નેપુર વાજે, મહારો રાગ કેદારો મુકાવ્યોરે. મા૦
પ્રગટ થાઓ પાતળીયા સભામાં, મુજને આપો હારરે;
આવો છબીલા શાહેદી દીજે, શાને લગાડો વાર રે. મા૦
મલપતા મંદીરમાં આવો, જાણે દીનદયાળ રે;
સભા સર્વ દેખતાં, કાનુડા મારી કંઠે આરોપો માળ રે. મા૦
એમ કહી ખત મસ્તક મુકયું, સખીયો થાઓ સાવધાન રે;
જયજયકાર બોલે નરસઇયો, સર્વ સખીયો કરે ગાન રે. મા૦

## પદ ૯૬ મું.

દામોદર દીલ માંહ વિચારે, મેહેતા ભગત છે મહારો રે;
ક્ષણુએ મુજને નવ વિસારે, ગણે પ્રાણથી પ્યારો રે. દામો૦
એમ વીચારી ગયો અલબેલો, ધરણીધરને ઘેર રે;
કેદારો મુકાવી લાવ્યા. જુકતે જાણી પેર રે. દામો૦
ખત લાવીને ખોળે નાંખ્યું, તે તો સરવે જોયું રે;
મેહેતો મનમાં રાજી થયા બહુ, જોતાં મનડું મોહયું રે. દામો૦
કોડેથી કેદારો ગાયો, તે તો મુજને ભાવ્યો રે;
ઉપમા આપી મુજને બળદની, ગોરીયો ગમાણે આવ્યો રે.
માટે આસત જઇને બેસું, છોને લાગે વાર રે;
કેવો ગણીયો મુજને મેહેતે, કેમ આપું હવે હાર રે. દામો૦
રીસ ચઢાવી આસન બેઠા, શ્રી દામોદરરાય;
તે તો મેહેતાજીએ જાણ્યું, હવે શી પેર થાય. દામો૦
મેહેતાજી કહે સુણો મોહનજી, રીસાઇ ને કયાં જાઓ રે;
જીવ જતાં લગી નવ છોડું, સહાય શામળીયા થાઓ રે. દામો૦

## પદ ૯૭ મું.

ભાગ્ય ભોગળ શામળીયા સાથી, ઘેલડા મુકાવોને ગોવાળા રે,
આહિરને આવડો શો અટકો, આપો મોગરાની માળા રે. ભાગ્ય.
હવે ગાળ નહી દઉ ગોવીંદજી, ક્ષમા કરો અપરાધ રે;
શીવ વીરંચી તારો પાર ન જાણે, તે શું કર્યો મેં વાદ રે. ભાગ્ય.
શુક સનકાદીક ધ્યાન ધરે છે, તે તું નંદકુમારરે;
લક્ષ્મિવર મેં કહયો તુજને, લંપટ વારંવાર રે. ભાગ્ય.
સેવક જનના બોલ્યા સામું, જોઇએ નહી જદુનાથ રે;
અવગુણ ભરીયો પણ છું તારો હેતે ઝાલો હાથ રે. ભાગ્ય.
સુધ બુધ લજ્જા પ્રેમી જનમાં, નવ રહે લગાર રે;
પ્રેમ વચનમાં જે બોલાયું, વિઠલ વારંવાર રે. ભાગ્ય.
ગુણસાગર છો શ્રી ગીરીધારી, બાનાની પત રાખો રે;
મેહેર કરી મહારાજા મુજપર; દાસને દરશન દાખો રે. ભાગ્ય.

આવો આલીંગન દીજે મારા વાલા, સુંદર સુખડું નીહાળું રે;
ભણે નરસઇયો રજની વીતી, થયું ત્રીલોકમાં અજવાળું રે. ભાગ્ય.

પદ ૯૮ મું.

જાગ્ય જાગ્ય રે જદુપતી, રજની વીહાણી;
મંડળીક મુજને બહુ બીવરાવે, જીવન લ્યો જાણી. જાગ્ય.
અરૂણ ઉદયની વેળા થઇ છે. હરણી તો આથમી;
દીપક જ્યોત ઝાંખી થઇ છે, કહું મસ્તક નામી, જાગ્ય.
વલોણાં વાજે ને ધંડીગો ગાજે, પ્રેમદા ભરે પાણી;
કેશવજી તમે કેમ ન આવ્યા, કોણે બાંધ્યાં તાણી. જાગ્ય.
મુચકુંદને કુંભકરણ જીત્યા, તેની ઉંઘ તને આવી;
આળસુ કેમ બન્યા અલબેલા, શું બેઠા રીસાઇ. જાગ્ય.
દીનબંધુ છો દામોદરજી, હાર હરી આપો;
નરસઇયો કહે નાથજી મહારાં, કષ્ટ તમે કાપો. જાગ્ય.

પદ ૯૯ મું.

ખત વાંચતાં હું ખુંખાયો, તેની તમને ચઢી છે રીસ રે,
સેવકના અપરાધજ સામું, શું જોવો જગદીશ રે. ખત૦
શ્રીપતી સહાય કરો સેવકની, વેળા થઇ છે ઝાઝી રે;
મોગરાની માળા લઇને પધારો, મેહેતાજી થાયે રાજી રે. ખત૦
ઉઠો ઉઠો હરી થયું અજવાળું, ખોટી ન થાઓ પળ એક રે;
પ્રીતમજી પ્રેમથી ભેટું, મુકી દયો હરી ટેક રે. ખત૦
એવું સુણી ઉઠયો અલબેલો, થયો ત્યાં બહુ કડાકો રે;
જાણે મેઘ ગાજયો અષાડો, એવો થયો ભડાકો રે. ખત૦
મોહનજી કહે સુણો મેહેતાજી, અંતર નથી તમ સાથે રે;
પ્રીત કરી તુજને પેહેરાવું, હાર હું મહારે હાથે રે. ખત૦
તુજ વીના મહારે નવ ચાલે હું પુરૂ તારી આશરે;
એમ કહીને બન્ને ભેટયા, નરસઇને અવીનાશ રે. ખત૦

પદ ૧૦૦ મું.

કમાડ કડકડીઆ ને ગગન ગડગડીયાં, મંડળીકનાં મંદીર,
ભોગળ ભાગીને તાળાં રે તુટયાં, પધાર્યો શામ શરીર. કમાડ૦
ખળભળીયાં ધડકોશીશારે, પડે પેળે પોકાર;
નાહા ભુર સભાથી સર્વકો, થઇ રહયો હાહાકાર. કમાડ૦
આસનથી ઉઠયા અવીનાશી, આવ્યા સભા મોઝાર;
સભા સર્વ દેખતાં આરોપ્યો, મેહેતાજીને કંઠ હાર. કમાડ૦
પીતાંબર પ્રીતે ઓઢાડયું, આપી કાને કુંડલ જોડ;
મસ્તક મુગટ સમરપી નાચે, જયજય શ્રી રણછોડ. કમાડ૦
મુખ મોરલી મધુરી વજાડે, દીનાનાથ દયાળ;
રંગીલો છબીલો છોગાળો વાલો, તે લે ભમરી કરતાળ. કમાડ૦

જયજયકાર બોલે સહુ સખીઓ, ધન્ય ધન્ય ગોકુળ રાય;
નરસઇયાને ફરી ફરી ભેટે, હઇડે હરખ ન માય, ક્રમાડ૦

પદ ૧૦૧ મું

આમ દીયે જોને દવાર ઉઘાડી, હાર ગોપાળરાયે દીધો રે;
રાજા મંડળીક થરથર કંપ્યો, મેં મોટો અપરાધ કીધો રે. આમદિયે જો.
સન્યાસી સૌ વીસ્મય પામ્યા. વરત્યો હાહાકારરે;
જેને જેવા તેને તેવો, દીઠા દેવ મોરાર રે.
નરસઇ આશ્રમે નરસીંહરૂપ દીઠા, મુકુંદાશ્રમે મુકુંદરૂપ રે;
અચ્યુતાશ્રમે અચ્યુતારૂપ દીઠા, માધવ શ્રમે માધવરૂપ રે. આ૦
રઘુનાથ શ્રમે રઘુનાથરૂપ દીઠા, ભીમે દીઠા રામ રે;
રાજાની માએ ચતુરભુજ દીઠા, રાણીએ દીઠા સુંદરસ્યામરે. આ૦
શ્રીપતી પંડીત સુંદરરૂપ દીઠા, શ્રીધરે દીઠા બ્રહ્મચારરે;
બ્રહ્મભારથીએ બ્રહ્મરૂપ દીઠા, પ્રસાદ પુરીયે ત્રીપુરાર રે. આ૦
પ્રલંબપ્રધાને પૌઢરૂપ દીઠા, મંડળીકે દીઠા કાળ રે;
સભાયે દીઠા સુંદર શીરોમણ, સજને દીઠા બાળ રે. આ૦
જોગી ધ્યાનીએ જ્યોતી રૂપ દીઠા, કુંવરબાઇએ દીઠા પીતાયરે;
મહેતાજીએ લટકાળો ત્રેગાળો, દીઠા શ્રી ગોકુલના રાયરે. આ૦
અબળા તેને જેવી તેને તેવી, વ્યાપી રહ્યાં કરૂણાળ રે;
મેહેતાજીએ કંઠે આરોપી, લઇ મોગરાની માળ રે.
રાગરાગનું તાન મીલાવે, મોરલી મર્દન ગોપાળ રે;
જયજયકાર કરો સરવે, હરી ભક્તવત્સલ પ્રતીપાળરે. આ૦
લોક સહુ રાજાને કહે જે, તમે મોટો અપરાધ કીધો રે;
રામાનંદને રીસ ચડી બહુ, શ્રાપ રાજાને દીધો રે. આ૦
પ્રભુના જનને તેં બહુ પીડયો. કાંઇ ન વીચાર્યું આપરે,
ત્રણ જનમ તું મ્લેછ થઇને, ભોગવજે તુજ પાપરે. આ૦
ત્યારે સુરસેનાએ હાથજ સાહ્યો, રાજાને શાપ ન દીજેરે;
જેણે આપણું ભુડું કીધું હોય, તે તણું રૂડું કીજે રે. આ૦
ત્યારે રાજા પસ્તાયો પોતે, આવી દંડવત કીધો રે;
મેં કુમતીએ કાંઇ ન સાન્યું. મારો એકે અર્થ ન સીધ્યે રે. આ૦
આગળ સુર્વણ બ્રહ્મપોળો આપી, તે કશું ન આવ્યું કામરે;
કળિજુગ માંહી હરી ભક્ત મોટા, વળી નારાયણ નામરે. આ૦
એ વાત તે કોને કહીયે ગળ્યા પ્રધાનને સતર સન્યાસીરે;
નારાયણનો જન મેં દુભ્યો, હઇએ ન જોયું વીમાસી રે. આ૦
ત્યારે મેહેતાજી એણીપેરે બોલ્યા, સહી રાજાનો હાથ રે;
વાંક સઘળો છે તારી માતાનો, તેને પુછ તું વાત રે. આ૦
રાજા જઇ માતાને કહે છે, હવે શી પેર થાશે રે;

માતા કહે તે તેં કહ્યું ન માન્યું, જુનાગઢ ચુજ જાશે રે. આ૦
વળતો રાજા એણીપેરે બોલ્યો, મા સઘળો તારો વાંકરે;
સાચું કહે જે નીપજ્યું હોય તે, હું થઇશ તારો રાંકરે આ૦
વળતી માતા એણીપેરે બોલી, કહું છું સાચું હુંય રે;
મ્લેચ્છ સેવકનું મુખ મેં જાયું, પેટ રહયો જખ તુંયે રે. આ૦
દુષ્ટ તણું મુખ જોતાં આવો, નીર્દય ઉપજ્યો તન રે;
કહયું ન માન્યું પ્રથમ કોઇનું, પીડયા હરીના જન રે.
એવું સુણીને મંડળીક મનમાં, પસ્તાઓ બહુ આપરે;
નરસઇયાને પીડા પમાડી, તેથી પામ્યો શાપરે, આ૦

## પદ ૧૦૨ મું.

શ્રી દામોદરે દયા કરીને, નરસઇયા નાગરનો રાખયો રંગ;
સર્વ સેવકના સુખને કારણ, રાય મંડળીક કીધો મન ભંગ. શ્રી દામો૦
કો કહે કામીને કો કહે કપટી, પણ સેવકને તમારી આશ;
રાખી લાજ સભામાં સાચી. દુરીજન સઘળા કીધા નીરાશ. શ્રી દામો૦
કળીયુગ માંહે પ્રત્યક્ષ દીઠું, નરસઇને જીતાડયો હોડ;
કાને કુંડળ ઘાલ્યાં મેહેતાને, પીતાંબર આપ્યું છે કોડ. શ્રી દામો૦
એ જાર જાતે કાંઇ ન જાણ્યું, વઇષણવ સાથે કીધો વાદ;
પ્રજાજનો સહુ એણીપેરે કહે છે, ઉતાર્યો હારે એનો નાદ. શ્રી દામો૦
જયજયકાર હવે સોરઠમાં. મેહેતાને આપ્યા હારજ હરી;
મંડળીક રાયનો મમત હરીને, નરસઇયા નાગરની રક્ષા કરી, શ્રી દામો૦

## પદ ૧૦૩ મું.

માહરા ઠાકોર દામોદરે, માહરી સાર કરી સંભારી રે;
વઇકુંઠથી વેગે આવીને, આપ્યો હાર ઉતારી રે. માહરા૦
ભકતજનને વહાલે લાડ લડાવ્યાં, સદારે છે સુખકારીરે;
અનેક ભકત આગે ઉદ્ધાર્યાં, કૃપા કરી મોરારી રે. માહરા૦
નરૂપતી નિત્ય દેતા સુવર્ણનું, ન્હાતો ગંગા નીર રે;
પણ વઇષણવની દેષજ કરતો, તેથી પામયો કલંક શરીરે. માહરા૦
સુત સનકાદીક નવર નાર, નગમ ચતુર મુખ;
હનુંમાન સરખા દેવત, એ, હરીગુણ કોને નહિ. માહરા૦
જનની સેવા શુર નર કરે, ગુણ સહસ્ત્ર અઠયાશી ગાય રે;
અમર ઇંદ્રાદિક ગાંધર્વ અપ્સર, ગુણ શ્રીહરીના ગાયરે. માહરા૦
મામેરૂં મોહને કીધું. આપ્યાં વસ્ત્ર શણગાર રે;
મંડળીક દેખતાં મહારાજે. મુને હેતે દીધો હાર રે. મહારા૦
સોરઠ જન જોવાને આવ્યા, પોહોત્યા મનના કોડરે;
સકળ સભામાં લજ્જા રાખી, નરસઇયાને જીતાડે હોડરે. મહારા૦
કળીયુગ માંહે કઠણ માનવી, પામર કેને ન પતીજે રે;
ભણે નરસઇયો સુણો નારાયણ, ચરણ શરણ રાખ લીજેરે. મહારા૦

## પદ ૧૦૪ મું.

શ્રી દામોદરે કીધી દયા જે મુગટ સહિ ? મુને આપ્યો હાર,
બાજુબંધ ને બેરખા આપ્યા, ત્રિભુવન વર્ત્યો જય જયકાર. શ્રી સંસારનો
રાજા તું ઘેલો થયો જે; ખડગ લઈને આવ્યો સંગ;
રસીયાજી શું રંગે રમતાં રમાપતીએ રાખ્યો રંગ. શ્રી દામો૰
શા શા ગુણ ગાઉં ગોવિંદના દામ દામ રાખી મુજ લાજ;
અફળ ન થાય એ અલબેલો સારે સેવક જનનાં કાજ, શ્રી દામો૰
જે જન સેવે સાચા મનથી તે ત્રીકમજી જાણે રે
ભીડ પડે જયારે સેવકને સહાય કરે તે ટાણે રે, શ્રી દામો૰
સજ્જન સરવે સાધુ માનો એ હરી દીનદયાળ રે;
નિજ સેવકની લજ્જા રાખી કહે અરપી માળ રે; શ્રી દામો૰

## પદ ૧૦૫ મું

શ્રી દામોદરના ગુણ ગાતાં નવ કો દુખીયા ન હોય રે
સદા શામળીઓ શરણે રાખે સન્મુખ આવી જોય રે શ્રી દામો૰
મુરખ મુઢ હિંડે રડવડયો નવ જાણે હરીનો મર્મ રે;
સમરણ કરતા તરતજ આવે પરીપુરણ પરબ્રહ્મ રે. શ્રી દામો૰
છેલછબીલો છે છોગાળો નિત્ય નિત્ય તેને ભજીયે રે;
મંડળીક માન ઉતાર્યું જેણે કહો કેમ તેને તજીયે રે. શ્રી દામો૰
સુખદાતાની પુર્ણ કૃપાથી અવીચળ પદ હું પામ્યો રે;
નરસઈના સ્વામીને જોતાં ભવ ભય સઘળો પામ્યો રે શ્રી દામો૰

## પદ ૧૦૬ મું.

વાલાના ગુણ શા શા કહું રે અવસર આવી રાખે લાજ
પતીત પાવન હરી નામ તમારૂં પ્રગટ થાઓ છો ભકતને કાજ. વાલાના
કૃપા કરી મુને હારજ આપ્યો મંડળીક રાય થનો મન ભંગ,
સભા સઘળી આશ્ચર્ય પામી કૃપા તમારી પરમાનંદ વાલાના
સાચી પ્રીત કરે જે હરીશું તેના મનના પુરે કોડ;
કૃપા કરી તમે નરસઈયાને ભકતવત્સલ પ્રભુ શ્રી રણછોડ. વાલાના

## પદ ૧૦૭ મું.

કર જોડીને દાસ વીનવે હું સંત કૃપાએ સુખ પામ્યો રે,
ભકતના ચર્ણ રેણએ નરસઈઓ, સકળ વેદના વામ્યોરે. કર.
અલ્પ બુધિ અજ્ઞામી હતો હું દેખાદેખી ચાલ્યોરે,
સાધુ સમાગમ નીશદીન કરતાં હરીએ હાથજ ઝાલ્યો રે. કર.
પ્રજાજન સઉ ચરણે નમીયા નગર તણા જે વાસીરે
ભણે નરસઈયો શ્રી હરી સેવા ટળશે ભવદુખ ફાંસીરે

## પદ ૧૦૮ મું.

ઓળંભો અક્રર નવ જાય મારો વાલો ઓળંભો શ્રી ગોકુળરાય,
કૃપાસાગરે કૃપા કરીને કીધી મ્હારી સહાયરે. ઓળંભો
ઓળંભો ધરૂવ પ્રલ્હાદ વીભીષણ અમરિષને હનુમાન રે;

૧ વિપ્ર સુદામા વીદુર ભકત વરદાન રે, ઓળંભો૦
વેગે ધરૂપદ તનયા, ચરણે અહલ્યા નારી રે:
૩ ચંદન માગી લીધું ગોકુળ રાખ્યુ મોરારી રે. ઓળંભો૦
ઓળંભો વેગે વરજ વિનતા તારણ તરણ ગીરીધારી રે.
ઓળંભો પ્રીત કરી જે ભકતે લીલા કુંજવીહારી રે. ઓળંભો૦
સાંદીપમુનીને સુત આણી આપ્યો, વેદ વદે એમ સાચું રે.
૨ એજ દામોદર અહોનીશ એને જાચું રે. ઓળંભો૦
ભકતવત્સલ સદા હરી નતા દીનાનાથ કહાવેરે
નરસઇના સ્વામીને સમરતાં, પુનરપી જન્મ ન આવે રે. ઓળંભો૦

## પદ ૧૦૯ મું.

નીરખી લોક નગરના હરખ્યા ધન્ય મેહેતાનો અવતાર રે,
મહીપતી આવી ચરણે લાગ્યો કરે હર એ નરનાર રે. નીરખી૦
અમે અબુધ મુરખ અજ્ઞાની ખોટી કહી વઇષ્ણવની વાતરે.
સ્વામી સેવકમાં ભિન્ન ન હોએ શ્રુતિ સ્મૃતી બોલે વીખ્યાત રે. નીરખી૦
છબીલાજીના વાલા જે જન તે સાથે ન કરવો દવેષ રે,
સાચું પાસું સામળીયાનું નિશ્ચે લખ્યો મટે નહિ લેખ રે. નીરખી૦
દુરજન સગળા દુખજ પામ્યા જેણે કીધાં કુડાં કર્મરે;
ભણે નરસઇયો તમે સુકૃત કરો સહુ ધરણીધર રાખે ધર્મ રે. નીરખી૦

## પદ ૧૧૦ મું

ધન્ય ધન્ય તું એમ કહે શ્રી હરી નરસઇયા તું મારો ભકત સાચોરે;
મેહેલી પુરૂષતાન સખીને રૂપે થયો તારો પ્રેમ જોઇ હું રાચ્યોરે ધન્ય.
એજમાં ન મુજમાં ભેદ નહી નાગરા માન્ય તું વેદવાણીરે,
હજી પતીત મહારી નથી તુજને માગતાં મોકલ્યું ટહાડું પાણી રે. ધન્ય૦
મામેરૂ કીધું તે કેમ ગયો વીસરી હાર આપ્યો તે પ્રત્યક્ષ ભુપ રે;
ચઉદ ભુવનમાં તુંજ સમો કે નહી મહારૂ તહારૂ એક રૂપરે. ધન્ય૦
તાહરો અક્ષર ગાય ને સાંભળો કુળ સહિત પાવન થાએ રે
ભણે નરસઇયો મીઠું બોલી શું રીઝવે કર જોડી કરશજી સમ ખાગેરે, ધન્ય૦

## પદ ૧૧૧ મું

ધન્ય તુ ધન્ય તુ એમ કહે શ્રી હરી ત્રિગુણ હિત મન થયુંરે માહરૂં,
કોટી બ્રહ્માંડનો પતી કર વિનતી નરસઇયા માન્ય તું વચન માહરૂં ધન્ય૦
જેવી વ્રજસુંદરી તેવો તું નરસઇઓ નીરમળ મને મારા જશ ગાયો,
રાસ ક્રીડા કરી તુંજને મેં દાખવી હાર આપવાને હું હોંસે ધાયો. ધન્ય૦
વ્રજ લીલા મધ્યે કલીમાં કાનજી પુરૂષ નામે કોઇ પાસ નાવે;
આદય એ શ્રી હરી વૃજ વીનતા ખરી નરસઇ વીના કુણ લડાવે. ધન્ય૦

## પદ ૧૧૨ મું

સંસારનો ભય નીકટ ન આવે કરણ ગોપાળને ભજતાંરે,
ત્રીવીધી તાપ ટળે સહુ તનના મોહ માયાને તજતારે. સંસારનો૦
ધરૂવની દ્રઢ ભકિત જાણી અવીચળ પદવી આપી રે;

પ્રલ્હાદ ઉગારી લીધો, જન્મ જરા જંડ કાપી રે.
જે જપે સાચો ભાવજ રાખી, જપે શ્રી જગદીશ રે;
શરણાંગત રાખે શામળીઓ, કાપે સઉ કિલ્મિષ રે.
શ્રી દામોદર જેવા દાતા, જગમાં ન મળે કોય રે;
નરસઇયો કહે નીશદીન જપીએ, સકળ કારજ વિદ્ધ હોય રે.

સ
સંસારન
સંસારનો૦

પદ ૧૧૩ સું.

મંડળીક આવી લાગ્યો પાય, ક્ષમા કરો હું મંદમતી રાય;
પ્રલભ પ્રધાન વિનય બહુ કરે, સ્ત્રીઓ નયણે નીરજ ભરે,
શ્રીપતી સરવે મેહેતાજીને નમ્યા, અમો અતીશય તમને દમ્યા; મંડળીક૦
અમે અજ્ઞાન થયા મહારાજ, રાખી દામોદરે તમ લાજ.
ભીષ્મ મહેતાજીને પ્રણામજ કરે, સન્યાસી વીનય વચન ઉચરે; મંડળીક૦
દવેશી નાગર ઘેરજ ગયા, વઈસણવ સર્વ રળીઆતજ થયા.
એ હરિજનનો મહીમા રહયો, રાય મંડળીકે પોતે લહયો; મંડળીક૦
સભા સર્વ જન બોલે પેર, મેહેતાજી પધારો ઘેર.
સખીયો સહીત ઉઠયા તેણીવાર, સર્વ બોલે ત્યાં જયજયકાર; મંડળીક૦
મેહેતાજી આવ્યા મંદીર માંહે, વઈશણવ જને વધાવ્યા ત્યાંહે.
નરસઇયો કહેજ પોહરી નામ, દામોદરને છે પ્રણામ. મંડળીક૦

પદ ૧૧૪ સું.

આવો અમારે દેશડે માઠા મોહન માવા;
દહી દુધને વળી ઘરત ઘણું, ખીરમાં ખાંડ ખાવા.
રસોઇ કરી ભાત ભાતની, કાન તમારે કાજે; આવો૦
પ્રીતમ પ્રીતે પધારીએ કૃપા કરીને આજે.
ગંગાજળ મેં તો ગરમ કર્યું, નાથ તમારે ન્હાવા; આજે૦
આપું પીતાંબર પહેરવા. ચાલો પરસાદ પાવા.
અરજ સુણી અલબેલડો, પ્રેમે આવ્યા ધાઇ; આવો૦
ગોપીયો દેખી ઘેલી થઇ, અતિ મન હરખાઈ.
ભાવેથી ભોજન જમાડીયાં, બીડી પાનની લીધી; આવો૦
ઘણા દીવસની ગોઠડી, કાન આગળ કીધી.
પ્રેમની સાંકળે બાંધીયા, હવે નહી દેઉ જાવા; આવો૦
નરસઇના સ્વામી શામળા, ચાલો ગોકુળ ગાવા.
આવો૦

પદ ૧૧૫ સું.—મેહેતાની સખી માનબાઇની વીનંતી.

સાંભળો શામળીયા વાહાલા, તમથી નથી કાંઈ કાચું રે,
દુરીજન સઉ મળી આડું બોલે છે, રખે તે માનતા સાચું રે. સાંભળો૦
અંતરની જાણો અલબેલા, મેહેતાજી ન્યાત છે મહારેરે;
સઉ મળીને મુજને સંતાપે, શું કહુંએ વારે વારે રે. સાંભળો૦
નાગર સરવે નિત્ય મળીને, મેહેતાજીનું નોતરૂં ટાળ્યું રે;
કંઠ કટારીને દેહ સુધારી ને; પ્રભૂ સામું નવ ભાળ્યું રે. સાંભળો૦
જો મહેતાજી જમવા ન આવો તો; મ્હારે તમારી શી માયારે;

જોર નથી બીજું જગજીવન, પાડીશ મારી કાયા રે. સાંભળો૦
નાગર સહુ નાહી નાહીને આવ્યા, પહેર્યાં પીતાંબર ભાવ્યા રે;
એક એક નાગરમાં ઢેડ બે બે, તેવા શામળીએ બતાવ્યા રે. સાંભળો૦
અંતરજામી અરજ સાંભળી, નાગર જમવા બેઠા રે;
એક એક કરમાં અરતી લઇને, નાગરમાં ઢેઢ પેઠા રે. સાંભળો૦
એક એકના મુખ સામું જોયું આતે શું કહેવાય રે;
નાગર સઉ નાત બહાર રહેશું, હવે કયાં નાશી જવાય રે. સાંભળો૦
નાગર સરવે નાત મળીને, કાધો એક વીચાર રે;
જો મેહેતાજી જમવા ન આવે તો, નીત નીકળો ગામ બહાર રે. સાંભળો૦
ભકતરાજને જમવા તેડાવો, મન મનાવી લાવો રે;
કૃપાનાથ કૃપાવંત થઇને, હવે તે જમવાને આવો. સાંભળો૦
નાગર સરવે નાત મળીને, મેહેતાજીને તેડવા પધાર્યા રે;
શું છે મેહેતાજી જમવા નથી આવ્યા, વાટ જોઇ જોઇ અમે હાર્યારે સાંભળો૦
માન નથી મેહેતાના મનમાં, તેડયા તતક્ષણ આવ્યારે.
માનબાઇનો સ્વામી અધીક શીરોમણ, સઘળા તે ઢેડ સમાવ્યા રે. સાંભળો૦

પદ ૧૧૬ મું.

પ્રાણ થકી મુને વઇશણવ વહાલા, અહરનીશ એને ધારૂં રે;
તપ તીરથ વઇકુંઠ તજીને, વઇશણવ હોય ત્યાં જાઉં રે, પ્રાણ૦
અમરીષ મુજને અતીશય વહાલો, દુરવાસાએ માન ભંગ કીધોરે;
જગત ભગતની ક્ષમા કરવા, અવતાર દશવારે લીધો રે. પ્રાણ૦
બેઠા ગાય ત્યાં ઉભો સાંભળું, ઉભા ગાય ત્યાં નચું રે;
વઇષણવથી ક્ષણું નહી હું અળગો, ભણે નરસઇયો સાચું રે. પ્રાણ૦

પદ ૧૧૭ મું.

હરીની ભકિત વિના જે જીવે, તેનો અફળ ગયો અવતાર;
તુલસીની માળા ને તીલકજ પાખે, બીજા જુઠા શા શણગાર. હરીની૦
દશ માસ ઉદર દુઃખ પામ્યો, કીધું કારજ તે ખર ભાર;
દેહ ધરી હરી દાસ ન કહાવ્યો, તેની જનુનીને ધિક્કાર. હરીની૦
વઇષણવ જન વહાલા નહિ જેને, મીથ્યા ગયો તેનો અવતાર;
નરસઇના સ્વામી વીના બીજા, અનેક મિથ્યા ધર્મ વિચાર. હરીની૦
ધન્યરે ધન્યરે જીવનર વઇષણવનું. જ્યાં જોઇએ ત્યાં હરીગુણ ગાય;
ચઉદ લોકમાં પહેલી પુજા, નરનારી તે વઇકુંઠ જાય. ધન્ય૦
વઇષણવ કેરાં કહું ગુણ લક્ષણ, તીલક છાપને તુળસી માળ;
વઇષણવ કેરો વેશ દેખીને, જમકીં કર નાસે તતકાળ. ધન્ય૦
જન્મ મરણના ફેરા છુટે, જમ જોખમથી નાખે અંગ;
સંસાર માહે તે નર જીત્યા, જેને નીશદીન વઇષણવ સંગ. ધન્ય૦
માત પીતા કેરૂં કુળ તારે, પાડોશી પાવન પરીવાર;
ભણે નરસઇયો હરીગુણ ગાતાં, પુનરપી તેને નહી અવતાર. ધન્ય૦

### પદ ૧૧૮ મું

ઉઠી પ્રભાતમાં ત્યાગી મળ મુત્રને, સ્વચ્છ પાણીવડે નિત્યે ના
ધુપ ઘ્રત દીપ નઈવેદ નિજ દેવને, આપી સરખું પ્રભુ કેરે સ્હાવુ
કેઈ જેવી કતી અટપટી અવનવી, ભુદરે ભકત ભીડ ભાગવાને;
શુર ઊગારીઓ શતરૂ સંહારીઓ, સૃષ્ટીમાં સાથ દૈત્ય્ઠારવાને;
એવી અમ માગણી વિષ્ણુ ભગવાનની બાળ ચેષ્ટા ક્રીડા કરવાને;
વિષ્ણુ ભકતે સદા વાલથી વાંચવી; વાત જે છાપી વિષ્ણુ પુરાણે.

### પદ ૧૧૯ મું

નરસઇયાને કીધો દયા; વઇકુંઠ નાથ તે સન્મુખ થયા;
આપી માળા પરમ ઉમંગ; રમાપતીએ રાખ્યો રંગ. નરસઇયાને૦
પંચ શબ્દ વાજે નિશાન; રાય કરજોડી માગે માન;
રાખો મહેતાજી જાણો મહિમાય, નીચો નમીને લાગ્યો પાય,
દ્રષ્ટી થકી દુષ્ટ અળગો જન, થોડે દહાડે મ્લેછજ થા,
વઇષ્ણવ જનની નીંદા કરે; નીસ્ચે તે નરકે સંચરે. નરસઇયાને૦
નીશદીન લેશે હરીનું નામ, તેનાં સરશે સઘળાં કામ;
ભણે નરસઇયો જે સેવા કરે; પુનરપી તે જન નવ અવતરે.

### પદ ૧૨૦ મું.

તમારી કૃપા હતી મારા વાલા; મુને જે આપો તે થોડું રે;
દીનાનાથ દામોદરનો હું, દાસ થઈ કરજોડું રે. તમારી૦
જયદેવને જે કૃપા કરી તે, સઘળે લોક જાણીરે;
તેમજ મુજને હાર આપ્યો તે, તમારી કૃપા ગણાણી રે. તમારી૦
ધન્ય સોરઠને ધન્ય એ માળા, ધન્ય આશાવરી રાગ રે,
ભણે નરસઇઓ ભલે અવતરાયો, કૃષ્ણ ભજ્યાનો લાગ રે.

### પદ ૧૨૧ મું.

ગુરૂપદ વંદીરે વાણી ઓચરૂં રે, હું છું બાળક અબુદ્ધ એ જાણ;
અપરાધ સામું રે મા જોશો દયાનીધીરે, બોલ્યું અબોલ્યું કરજો પ્રણામ. ગુરૂ૦
ભવસાગરમાંરે ગુરૂ નાવે હું ચઢયોરે, સહજમાં આવ્યો સાગરપાર;
હોડાને હિલ્લા તોરે મુજને નવ નડયારે, સદગુરૂ સાવધ હાંકણ હાર. ગુરૂ૦
વેપાર તો કીધારે હરીનાં નામનારે, કીધા ગુરૂરૂપી દલાલ;
માલ વ્હોરાવ્યોરે સુગમ સોંધો કરી, આ ભવમાં કીધો ન્યાલ. ગુરૂ૦
ગુરૂ મહીમાનોરે પાર હું કયમ લહું, થાકી સરસ્વતી થાકયા વેદ;
શીવ સનકાદિકરે વરણી નવ શકયા, એવો ભારે ગુરૂ ગુણનો ભેદ. ગુરૂ૦
ગોવિંદથી અદકારે સદગુરૂ ગુણનીધી અધમ ઉધ્ધારણ કહાવે નામ;
...રપીરે સેવા સદા કરૂ, નામ નરસિંહ કરે છે પ્રણામ. ગુરૂ૦

### પદ ૧૨૨ મું.

... સ્તવે, કોણ હું તે નહિ કો વિચારે;
... જઇશ કયાં છુટશે દેહ ત્યારે.
... મુજ સ્યાથ થાજો સહારે;

નથી ટળતું નથી; મથી નથી થાકતો તું કદારે
ગગનમાં તાકતો ભાખતો જોઉ હું નભ વાણી,
ન માગુ શા હક થકી; તે નથી જાણતો મુર્ખ પ્રાણી.
કરતાં કદી લાભ જો પામીઓ; તો કહે હરિતણી સહાય થઇ રે
કામ કર ત્યા થકી ભવીષને ભાંડતો, પુર્વના કર્મનું નામ લે રે;
પુર્વના કર્મ જો હરી ભજે ના ટળે; તો કહો કોણ તે કામ કરશે;
સત્ય સમજી કદી પરમ પદ પરખશે; ભવ ભય ભર્મને તેજ હરશે;
આકના વૃક્ષથી અમ્રિફળ વેડવા; મુરખો જો કદી આશ ધરશે;
શ્રમ વૃથા તેહનો તો જઇ જગ વિશે; જ્ઞાનહીણો સદા તેજ હરશે;
જીવ ઇશ્વર બ્રહ્મના ભર્મમાં; સત્ય વસ્તુ નહી સદ્ય જડશે;
હું અને તું પણું તજીશ નરસિંહ તો; ગુરૂ ગમે હર્ષથી પાર પડશે;

## પદ ૧૨૩ મું.

ઉભીરે આળસ મોડે આ જોને કોઈ ઉભી આળસ મોડે;
આછો શાળુ શીરપર ઓઢયો, રંગ ભયાં એ થોડે થોડે આ૦
ચરણમાં નેપુર રૂમઝુમ બોલે; હીંડે છે વાંકે અંબોડે. આ૦
સોનાની ઝારી સરસ શમારી; માંહી નીર ગંગાજળ જોડે, આ૦
મહેતા નરસઇયાને પાણી પાવા મારા વહાલોજી આવ્યા છે હોડે, આ૦

## પદ ૧૨૪ મું.

મોહયા છે મુનીવર રાયરે ગોરી તારા તાજુડે; મોહ્યા છે મુનીવર રાય ટેક.
રૂપ સુકોમળ દીસે છે સુંદરી; આદ્ય ઇશ્વરી મોટી માયા રે ગોરી૦
આરે વેણુ તમે કયારે ગુંથાવી; શણગાર વાળ્યો સુધારી;
આ કંચવો તમે કયાં શીવડાવ્યો; માંહી છે વ્રજ કેરી નારી રે, ગોરી૦
રૂમઝુમ રૂમઝુમ નેપુર વાજે, ઘુઘરીઓ માંહી ઘમકેરે;
હાર ગળામાં એણીપેરે ઓપે; ગગનમાં વીજળી ચમકે રે ગોરી૦
નિલવટ આડ કેશરના કીધા, મ્રગમદ ટીલડી કરેલી રે;
આંખલડી તારી અતી અણીયારી; લીલામાં હીંડે લાડ ઘેલીરે. ગોરી૦
ચંચળ દ્રષ્ટે ચાર દીશ જોતી; ચીત ચોરવાનો છે ચાળો રે;
નહિ અબળા એ મહેતા નરસિંહનો સ્વામી; સુંદરીનું વદન નિહાળોરે. ગોરી૦

## પદ ૧૨૫ મું.

હરિ આવ્યા છે નારીને વેશેરે, એને કોઇ જુવોરે;
શિવ બ્રહ્મા જેનું ધ્યાન ધરે છે, એને જોઇ દુખડાં ખુવો રે. એને૦
માતપીતા એનાં મનમાં વિમાસે, એ અહીંયા કયાં થકી આવીરે;
અચરજ સરખુ સહુકોને લાગે, એતો જળની ઝારી કયાંથી લાવીરે.
ભાઇ પોતાનો તતક્ષણ ઉઠયો, આવ્યો છે મંદીર જાણી રે;
રતનબાઇ ઘરમાં વ્યાકુળ ફરે છે, લ્યો પીઓ મહેતાજી
પુત્રીને પરમેશ્વર જાણી, સભા મધ્યે આણી રે.
અંતરધ્યાન થયા અલબેલો; ત્યારે
જયજયકાર થયા અલબેલો, ત્યારે